પ્રકાશન નં. ૧૦

ઉમ્મતના ગરીબોની હજ જુમ્અહ છે. જુમ્અહની મહત્ત્વતા હવાલા સહિત દર્શાવતીઅનમોલ કિતાબ

# પવિત્ર દિવસ જુમ્અહ


**અનુવાદ અને સંપાદન :**

**(મુફ્તી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી**



**પ્રકાશક**

જામિઅહ તજવીદુલ કુર્આન,
બચ્ચોંકા ઘર
મુ. પો. સોજીત્રા-૩૮૭ ૨૪૦
જિ. આણંદ (ગુજરાત-ઈન્ડિયા)
મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫




MEMBER-E-RASOOL IN MASJID-E-NABVI (MADINA)

પ્રકાશન નં. ૧૦

# પવિત્ર દિવસ
# જુમ્અહ



અનુવાદ અને સંપાદન

✍ **મુફતી મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી**

**(ફાઝિલ : દારુલ ઉલૂમ-કંથારીઆ)**

---

**પ્રકાશક**

જામિઅહ તજવીદુલ કુર્આન, બચ્ચોકા ઘર

મુ. પો. સોજીત્રા-૩૮૭ ૨૪૦

જિ. આણંદ (ગુજરાત-ઈન્ડિયા)

મોબા. ૦૯૯૯૮૭૯૨૬૬૫

કિતાબનું નામ : પવિત્ર દિવસ : જુમ્અહ

સંપાદક : મુફતી મુ. સઈદ મવ. મૂસા આછોદી

પ્રકાશન નં. : ૧૦

આવૃત્તિ : બીજી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન વર્ષ: ૧૪૩૨ / ૨૦૧૧

મૂલ્ય : અમલ



પ્રકાશક

જામિઅહ તજ્વીદુલ કુર્આન, બરચોકા ઘર

મુ. પો. સોજીત્રા-૩૮૭ ૨૪૦

જિ. આણંદ (ગુજરાત-ઈન્ડિયા)

મોબા. ૦૯૯૯૮૭૯૨૬૫

# અનુક્રમણિકા

# હકીકતે હાલ

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ, અમ્મા બા'દ !**

ક્યારેક આ કલ્પના ન થઈ શકતી હતી કે મુજ જેવા ઝલૂમો–જહૂલને આવી ઉપયોગી કિતાબનું સંપાદન અને અનુવાદ કરવાનો મોકો મળશે.

**હાઝા મિન ફદ્‌લિ રબ્બી.**

*(આ મારા પરમ કૃપાળુ પરવરદિગારનો ફઝલ છે.)*

નજર સમક્ષની કિતાબ "**પવિત્ર દિવસ : જુમ્અહ**"ને તૈયાર કરવામાં મદ્રસહ મઝાહિરે ઉલૂમ–સહારનપૂરના માસિક મુખપત્ર "મઝાહિરે ઉલૂમ" (મે–૨૦૧૦ થી માર્ચ–૨૦૧૧ સુધી)માં પ્રસ્તુત થયેલી લેખમાળા "મુબારક દિન"સહારો લીધો છે, જેના **લેખક છે : મવલાના મુહમ્મદ સાજિદ હસન સાહબ દા. બ.** *(ઉસ્તાદે તફસીર : મઝાહિરે*

*ઉલૂમ–સહારનપૂર).* આ લેખમાળાના બે લેખો સિવાય બધા લેખોનો ગુજરાતી અનુવાદ મુશ્ફિકી વ મુરબ્બી વાલિદે બુઝુર્ગવાર **હઝરત મવલાના મૂસા સાહેબ આછોદી,** મત્તઅનલ્લાહુ તઆલા બિ–તૂલિ ઉમ્રિહી *(મુહતમિમ : બચ્ચોંકા ઘર–આમોદ)*એ કર્યો છે. ત્યાર બાદ કામ આગળ ધપાવતા "મસાઈલે નમાઝે જુમ્અહ" લેખક : **મવલાના મુહમ્મદ રફઅત સાહેબ કાસિમી દા. બ.** *(મુદર્રિસ : દારુલ ઉલૂમ–દેવબંદ)* અને કિતાબુલ મસાઈલ, ભાગ–૧" **લેખક : હઝરત મવલાના મુફ્તી સલમાન સાહેબ મન્સૂરપૂરી દા. બ.** *(ઉસ્તાદે હદીસ વ ફિકહ : જામિઅહ શાહી મુરાદાબાદ)* વગેરે જેવા બુઝુર્ગ ઉલમાએ કિરામની કિતાબોના આધારે કિતાબ તૈયાર કરી ગુર્જર મુસ્લિમ સમાજ સમક્ષ મૂકતાં હૈયું ખુશીઓના સમંદરમાં ગળાડૂબ છે. અલ્લાહ રબ્બુલ ઈઝઝત શર્ફે કબૂલિયતથી નવાઝે, આમીન !

ઘણી જ નાસિપાસી લેખાશે જો આ અવસરે માવતર અને મારા વતને અઝીઝના મકતબથી લઈ દારુલ ઉલૂમના અસાતિઝ–એ–કિરામ અને મુફતિયાને કિરામની ખિદમતે બા–બરકતમાં હદ્દય–એ–અકીદતો મુહબ્બત અને ઈમ્તિનાનો–તશક્કુર રજૂ ન કરવામાં આવે, જેઓની તરબિયતો–તા'લીમ, હોંસલા અફઝાઈ અને નિગાહથી આ ખિદમત અંજામ પામી.

*હે અલ્લાહ ! મારાં મા–બાપ અને મારા બંધા જ બુઝુર્ગ અસાતિઝહનો સાય–એ–આફિયત તા–દેર મુજ પર કાયમ અને સદા રાખજે, આમીન !*

તદુપરાંત, બહુ જ નાશુક્રી ગણાશે જો મારા મુરબ્બી **હઝરત મવલાના હસન સાહબ ભડકોદ્રવી દા. બ.** *(પ્રકાશન વિભાગ : દારુલ ઉલૂમ ભરૂચ–કંથારીઆ)*ને યાદ ન કરું, જેઓએ પોતાની બેશુમાર મશગૂલિયત અને સફરની ભરમાર હોવા છતાં મારી કિતાબને ભાષાકીય સુધારા–વધારા વડે પુરકશિશ બનાવી મારી હોંસલા–અફઝાઈ ફરમાવી. અલ્લાહ તઆલા હઝરતે વાલાને દારૈનમાં બેહતરીન બદલો અતા ફરમાવે અને ઈમાનની સલામતી સહિત આફિયતનું જીવન અર્પણ કરે, આમીન !

દુઆગો વ દુઆજો

**(મુફ્તી) મુહમ્મદ સઈદ મવ. મૂસા આછોદી**

(ઉફિ–ય અન્હૂ વ અન વાલિદયૂહિ)

**ફાઝિલ :** દારુલ ઉલૂમ, ભરૂચ–કંથારીઆ

**મુદર્રિસ :** જામિઅહ તજવીદુલ કુર્આન, સોજીત્રા

*૦૩/૧૦/૧૪૩૨ હિજરી–જુમ્અહ*

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મુબારક (પવિત્ર) દિવસ : જુમ્અહ

"હે ઈમાનવાળાઓ ! જ્યારે જુમ્અહના દિવસે નમાઝ માટે અઝાન કહેવામાં આવે તો તમે અલ્લાહ તઆલાની યાદો તરફ દોડો અને ખરીદ-વેચાણને છોડી આપો. એ તમારા માટે બેહતર છે જો તમને કંઈક સમજ હોય. પછી જ્યારે નમાઝથી ફારિગ થાવ તો તમે જમીન પર ફેલાય જાવ અને અલ્લાહ તઆલાની રોઝી તલાશ કરો અને અલ્લાહ તઆલાને ખૂબ યાદ કરો, જેથી તમે સફળતા પામો." *(સૂ. જુમુઅહ-પારહ : ૨૮, આયત : ૯-૧૦)*

## સ્પષ્ટીકરણ

આ આયતમાં ઈમાનવાળાઓને નિર્દેશ કરેલ છે કે, ઈન્સાન રોઝીની તલાશમાં, ખેલ–તમાશામાં અને બીજી જરૂરિયાતમાં એટલો બધો મશ્ગૂલ (રચ્યો–પચ્યો) અને ગળાડૂબ ન થઈ જાય કે અલ્લાહ તઆલાને ભૂલી જાય અને પોતાના અસલ મકસદને ભૂલાવી દે, બલકે જ્યારે મુઅઝ્ઝિન નમાઝ માટે પુકારે અને ખાસ કરીને જુમ્અહની નમાઝ માટે તો તરત જ મસ્જિદમાં ચાલ્યા જાય; ખરીદ–વેચાણ, ખાવા–પીવા તેમજ બીજી મશ્ગૂલીઓ જેમ કે નિકાહ, લેખન–વાંચન બધું જ મુલતવી કરી દે. થોડીવાર માટે માનો કે દુકાન, વેપાર–ધંધો બંધ કરવામાં ભલેને નુકસાન દેખાતું હોય, પરંતુ તેમાં જ કામિયાબી છે. અલ્લાહ તઆલાને ત્યાં પ્રાપ્ત થનારી નેઅમતોના મુકાબલામાં આ હંગામી (ક્ષણભંગુર) નફાની કશી જ હેસિયત કે વિસાત નથી.

## જુમ્અહ નામનું કારણ

"જુમ્અહ" શબ્દ અઠવાડિયાના એક દિવસનું નામ છે. ફસીહ (સરસ અને સુંદર) જબાન અને શબ્દકોશના એ'તિબારથી "જીમ અને મીમ" બન્નેના પેશ (ُ) સાથે

છે, પરંતુ જીમના પેશ અને મીમના સુકૂન (ـُـ) સાથે પણ વપરાય છે. *(મઝાહિરે હક જદીદ : ૨/૨૩૪)*

જુમ્અહમાં મીમનો પેશ મશહૂર છે અને સુકૂન પણ જાઈઝ છે. અમુકે ઝબર (ـَـ) અને ઝેર (ـِـ) પણ જાઈઝ લખ્યો છે.

ઈબ્ને હઝ્મ વગેરે કહે છે : જુમ્અહ ઈસ્લામી નામ છે. આથી પૂર્વે "અરૂબહ" નામ હતું, પરંતુ હાફિઝ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) ફરમાવે છે : ઈસ્લામ પૂર્વે પણ તેનું નામ જુમ્અહ થઈ ચૂકયું હતું. કા'બ બિન લુવય એ દિવસે લોકોને એકઠા કરી હરમની તા'ઝીમ વગેરેનો હુકમ અને અંતિમ નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના આવવા વિશે ખબર દેતા હતા.

જુમ્અહને એટલા માટે જુમ્અહ કહે છે કે, તેમાં ઈજતિમાઅ્ (લોકો ભેગા) થાય છે યા એટલા માટે કે હઝરત આદમ (અલૈ.)ના અવયવોને જમા કરી સંપૂર્ણ કરી દેવાયા યા એટલા માટે કે હઝરત આદમ (અલૈ.)ના ભાગોને નષ્ટથી કાઢી અસ્તિત્વમાં જમા કર્યા. *(મઆરિફે મદનિય્યહ : ૩/૬૬)*

અમુકનું કહેવું છે : જુમ્અહ શબ્દ ઈજતિમાઅથી નીકળ્યો છે, જેનાથી મુરાદ છે હઝરત આદમ (અલૈ.)ના કાલિબ (ઢાંચો) અને એમની રૂહનું પરસ્પર જમા થવું. આ બન્ને

ચાલીસ વરસની જુદાઈ પછી આપસમાં જમા થયાં હતાં, એટલા માટે તેનું નામ "જુમ્અહ" થયું.

અમુકનું કહેવું છે કે, હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વા (અલૈ.)ના જમા હોવાના કારણે આ દિવસનું નામ "જુમ્અહ" થયું, આ જ દિવસે હઝરત હવ્વા (અલૈ.) હઝરત આદમ (અલૈ.)ની પાંસળીમાંથી જન્મ્યાં.

અમુકનું કહેવું છે કે, આ દિવસે શહેર અને ગામડાંના લોકો એકઠા થાય છે અને અમુકનું કહેવું છે કે, આ દિવસે કિયામત આવશે અને બધી મખ્લૂકને ઉઠાવવામાં આવશે, એટલા માટે તેને જુમ્અહનો દિવસ કહેવામાં આવ્યો.

*(ગુન્યતુત્તાલિબીન : ૪૬૫, મસાઈલે નમાઝે જુમ્અહ : ૨૭–૨૮)*

## અઝાને જુમ્અહ

શરૂઆતમાં ફક્ત એક જ અઝાન (જે ખુત્બાના સમયે ઈમામ સમક્ષ કહેવાય છે) હતી. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ), હઝરત અબૂબક્ર અને હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના જમાનામાં આ જ પ્રમાણે હતી. હઝરત ઉસ્માન ગની (રદિ.)ના જમાનામાં જ્યારે મુસલમાનોની સંખ્યા વધી ગઈ અને મદીના શરીફની આજુબાજુ ફેલાય ગઈ, ઈમામના સામેવાળી ખુત્બાની અઝાન દૂર સુધી સંભળાતી ન

હતી તો હઝરત ઉસ્માન ગની (રદિ.)એ બીજી એક અઝાન મસ્જિદની બહાર પોતાના મકાન "ઝવ્રાઅ્" પર શરૂ કરી, જેનો અવાજ પૂરા મદીના શરીફમાં પહોંચવા લાગ્યો. સહાબએ કિરામ (રદિ.)માંથી કોઈએ પણ વાંધો ન ઉઠાવ્યો. એટલા માટે આજે જે પહેલી અઝાન આપવામાં આવે છે તે સહાબએ કિરામ (રદિ.)ની સહમતીથી શરૂ થઈ અને જુમ્અહની અઝાનના સમયે ખરીદ-વેચાણ વગેરે કામો હરામ હોવાનો હુકમ તે પહેલા ખુત્બહની અઝાન પછી હતો, હવે પહેલી અઝાન પછી શરૂ થઈ ગયો, કેમ કે કુર્આને મજીદના શબ્દો **"નૂદિ-ય લિસ્સલાતિ....."** એના પર ફીટ છે. આ બધી વાતો હદીસ, તફસીર અને ફિકહની આમ કિતાબોમાં કોઈપણ જાતના વાદવિવાદ વગર મજકૂર છે.

*(મસાઈલે નમાઝે જુમ્અહ : ૨૨-૨૩)*

## જુમ્અહના દિવસની ફઝીલત

જુમ્અહનો દિવસ એટલો બધો ઉચ્ચતમ અને બરકતવાળો છે કે એ દિવસે પોતાની તાકાત અને ઈખ્તિયાર (અધિકાર)થી અમલ કરવાવાળો તો ખુશનસીબ છે જ, પરંતુ ગેર ઈખ્તિયારી (અનાધિકાર) કામો ઉપર પણ આ બરકતવાળા દિવસથી લાભ થાય છે. અહિંયા સુધી કે જુમ્અહના દિવસનું મોત પણ ઈન્સાન માટે ખુદાઈ તોહફો અને કબ્રના અઝાબથી હિફાઝતનો

ઝરીઅહ છે.

દુનિયાની દરેક કોમ અઠવાડિયામાં એક દિવસને બરકતવાળો માને છે. અલબત્ત, તે બરકતવંતા દિવસમાં વિરોધાભાસ છે. કોઈ કોમ મંગળવારને, તો કોઈ સોમવારને પવિત્ર માને છે. યહૂદી શનિવારને બરકતવાળો માને છે અને ખ્રિસ્તી લોકો રવિવારને બરકતવાળો સમજે છે. અલ્લાહ તઆલાએ પહેલી ઉમ્મતો માટે જુમ્અહના દિવસને જ ખુશી અને ઈજતિમાઅ (સંમેલન)નો દિવસ નિયુક્ત કરેલો હતો, પરંતુ તેઓને તે દિવસ પસંદ કરવાની તવફીક ન થઈ. અલ્લાહ તઆલાએ ઉમ્મતે મુહમ્મદિય્યહને આ સદ્‌ભાગ્ય નસીબ કર્યું કે જુમ્અહના દિવસને પસંદ કર્યો.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જુમ્અહના દિવસે ફરમાવતા સાંભળ્યા કે, દુનિયામાં આવવામાં આપણે છેલ્લે, પરંતુ કિયામતના દિવસે સૌથી આગળ હોઈશું. ફક્ત એટલું છે કે, યહૂદીઓ અને ખ્રિસ્તીઓને કિતાબ પહેલી મળી અને આ જ જુમ્અહનો દિવસ છે કે એમના ઉપર જુમ્અહ ફર્ઝ કરવામાં આવી, પરંતુ તેઓએ તેમાં વાદવિવાદ ઊભો કર્યો. અલ્લાહ તઆલાએ આપણી આ મામલામાં રહનુમાઈ ફરમાવી, જેનાથી એ લોકો આપણાથી પાછળ રહી ગયા. કાલે (શનિવાર) યહૂદીઓની ઈબાદતનો દિવસ છે અને પરમ

દિવસ (રવિવાર) ખ્રિસ્તીઓની ઈબાદતનો દિવસ છે.

*(બુખારી શરીફ : ૧/૧૨૦-હદીસ નંબર : ૮૬૬)*

ઝમાન-એ-જાહિલિય્યતમાં આ જ દિવસ "*યવ્મે અરૂબહ*" કહેવાતો હતો. સૌ પ્રથમ આરબમાં કઅબ બિન લુવયે તેનું નામ જુમ્અહ રાખ્યું અને કુરૈશ આ દિવસે ભેગા થતા અને કઅબ બિન લુવય ખુત્બો આપતા. આ ઘટના રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પધરામણીથી પાંચ સો સાઠ (૫૬૦) વર્ષ પૂર્વેની છે. કઅબ બિન લુવય નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાપ-દાદાઓમાંથી છે. તેમને હક તઆલા શાનુહૂએ જહાલતકાળમાં પણ બુતપરસ્તીથી બચાવ્યા અને તવહીદની તવફીક અતા ફરમાવી હતી. તેઓએ હુઝૂર પુરનૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બઅસત (પધરામણી)ની ખુશખબરી પણ લોકોને સંભળાવી હતી. કુરૈશમાં તેમના સન્માનનો આલમ આ હતો કે તેમની વફાત જે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની બઅસતથી પાંચસો સાંઠ સાલ પૂર્વે થઈ, તેનાથી જ પોતાની તારીખ શુમાર કરવા લાગ્યા. આરબની તારીખ આરંભમાં કઅબતુલ્લાહ શરીફની તા'મીરથી લેવાતી હતી. કઅબ બિન લુવયની વફાત પછી તમનાથી તારીખ જારી થઈ ગઈ, પછી જ્યારે હાથીવાળાઓનો બનાવ આંહઝરત (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)ની વિલાદતના પૂર્વે પેશ આવ્યો તો આ બનાવથી આરબની તારીખનો સિલસિલો જારી થયો.

ખુલાસો એ કે જુમ્અહનો પ્રબંધ આરબમાં ઈસ્લામ પૂર્વે પણ કઅબ બિન લુવયના જમાનામાં થઈ ચૂકયો હતો અને નામ રાખવું પણ તેમની જ તરફ મન્સૂબ છે.

*(તફસીરે મઝહરી : ૯/૨૭૨–દેવબંદ, મસાઈલે નમાઝે જુમ્અહ : ૨૦–૨૧)*

અમુક રિવાયતોમાં છે : અન્સારે મદીનાથી હિજરત પહેલાં અને જુમ્અહના ફર્ઝ હોવા પહેલાં પોતાના ઈજ્તિહાદ (સંશોધન)થી જુમ્અહના દિવસે જમા અને ઈબાદત કરવાનો પ્રબંધ કરી રાખ્યો હતો.

*(તફસીરે મઝહરી : ૯/૨૭૨–ઝકરિય્યા દેવબંદ)*

## મુનવ્વર-રોશન દિવસ

જે પ્રમાણે ઈન્સાન ઈન્સાનમાં ફરક હોય છે, કોઈ બુદ્ધિવાન, કોઈ મંદ બુદ્ધિનો–એવી જ રીતે વખતોમાં પણ કોઈ વખત બરકતવાળો, કોઈ એનાથી અઝીમુશ્શાન, આવો કિંમતી વખત કોઈને નસીબ થાય તો એ એની ખુશનસીબીની વાત છે. આવા બરકતવંતી વખત અને આવા વખતને પ્રાપ્ત કરવાની તમન્ના અને દુઆ કરવાની તા'લીમ પણ આપવામાં આવી

છે. હદીસ શરીફમાં છે : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે રમઝાન મહિનાનું આગમન થતું તો આ દુઆ ફરમાવતા : હે અલ્લાહ ! રજબ અને શા'બાનમાં બરકત આપ અને રમઝાનુલ મુબારક સુધી જિંદગી નસીબ ફરમાવ અને જ્યારે જુમ્અહની રાત–દિવસ આવે તો ફરમાવતા : કેટલો રોશન દિવસ અને કેટલી મુનવ્વર રાત છે.

*(તબરાની : ૩/૫૮–હદીસ નં. ૩૦૩૯)*

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જુમ્અહની રાત રોશન અને જુમ્અહનો દિવસ ચમકદાર. *(મજમઉઝ ઝવાઈદ : ૨/૧૧)*

**ફાયદો :** અનવાર, બરકતો અને ફરિશ્તાઓના આગમન, દુરૂદ શરીફની અનવાર અને ઈબાદાતે ઈલાહીની પુષ્કળતાના લીધે રાત રોશન અને દિવસ ચમકદાર થઈ જાય છે, જેનું અહલે દિલ જાતનિરીક્ષણ કરે છે. *(શમાઈલે કુબરા : ૭/૧૯૯)*

## જુમ્અહનો દિવસ ઈદો કરતાં પણ બેહતર

જુમ્અહનો દિવસ એટલો બુઝુર્ગ અને મુહતરમ છે કે, એના જેવી ખાસિયતો અને ફઝીલતો ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહામાં પણ જોવા મળતી નથી. આ લિહાઝથી જુમ્અહનો

દિવસ ઈદૈન કરતાં પણ અફઝલ છે.

હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જુમ્અહનો દિવસ બધા દિવસોનો સરદાર અને અલ્લાહ તઆલાના નજદીક સૌથી મોટો છે. અલ્લાહ તઆલાના નજદીક એની ઉચ્ચતા ઈદુલ ફિત્ર અને ઈદુલ અદહાથી પણ વધારે છે. જુમ્અહના દિવસમાં પાંચ વિશિષ્ટતાઓ છે : (૧) આ જ દિવસે હઝરત આદમ (અલૈ.)ની પેદાઈશ થઈ, (૨) આ જ દિવસે હઝરત આદમ (અલૈ.)ને આસમાનમાંથી દુનિયામાં ઉતારવામાં આવ્યા, (૩) આ જ દિવસે હઝરત આદમ (અલૈ.)ની વફાત થઈ અને (૪) આ જ દિવસે એક ઘડી એવી આવે છે કે જેમાં બંદો અલ્લાહ તઆલાથી જે પણ માંગે છે તે જરૂર અતા કરવામાં આવે છે, શર્ત એટલી કે તે માંગ નાજાઈઝ ન હોય, (૫) આ જ દિવસે કિયામત આવશે. આ જ કારણે ફરિશ્તા જમીન, આસમાન, દરિયા, સમંદર, પહાડ અને બધી જ ચીજો જુમ્અહના દિવસથી ડરે છે, કારણ કે કિયામત આ જ દિવસે આવશે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૦૮–હદીસ નંબર : ૨૧૦૩૮, મુસ્નદે અહમદ : ૩/૪૩૦, ઈબ્ને માજહ : ૮૬)*

હઝરત મવ. મુહમ્મદ આકિલ સાહેબ દા. બ. *(સદર મુદર્રિસ : મઝાહિરે ઉલૂમ, સહારનપુર)* "અદુર્રુલ મન્ઝૂદ

ફી હલ્લિ અબી દાવૂદ : (૨/૪૦૦)" માં લખે છે : આ ઘણી ઈબ્રતની વાત છે કે કિયામતનો ખૌફ અને તેની ફિકર જાનવરોને તો લાહિક હોય અને ઈન્સાનને ન હોય !!!

## સૌથી અફઝલ દિવસ

આસમાની કિતાબોમાં જેવી રીતે કુર્આન શરીફ અફઝલ છે, મહિનાઓમાં રમઝાનનો મહિનો અફઝલ છે, રાતોમાં શબે કદ્ર અફઝલ છે, ફરિશ્તાઓમાં જિબ્રઈલે અમીન અફઝલ છે, અવરતોમાં અમુક રીતે મરયમ બિન્તે ઈમરાન અફઝલ, ખલીફાઓમાં હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અફઝલ, તમામ નબીઓમાં દરેક રીતે નબીએ આખિરુઝઝમાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અફઝલ, એવી જ રીતે અઠવાડિયાના દિવસોમાં જુમ્અહનો દિવસ અફઝલ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : સાંભળો ! હું તમને બતાઉં છું કે ફરિશ્તાઓમાં હઝરત જિબ્રઈલ (અલૈ.) અફઝલ છે, નબીઓમાં હઝરત આદમ (અલૈ.) અમુક રીતે અફઝલ છે અને દિવસોમાં અફઝલ જુમ્અહ છે, મહિનાઓમાં રમઝાનનો મહિનો અફઝલ છે, બધાથી અફઝલ રાત શબે કદ્ર છે અને ઓરતોમાં બધાથી

અફઝલ અમુક રીતે મરયમ બિન્તે ઈમરાન છે.

*(તબરાની : ૧૧/૬૬૦–હદીસ નં. ૧૧૩૬૫)*

## ચવ્મે મઝીદ

ફક્ત દુનિયામાં જ નહિ, બલકે આખિરતમાં જન્નતમાં દાખલ થયા પછી જન્નતી લોકો માટે જુમ્અહનો દિવસ અતિ કિંમતી અને સૌંદર્ય તથા જવાનીનું નિમિત્ત–સબબ બનશે.

હઝરત અનસ (રદિ.) રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બિરાજમાન હતા અને હઝરત જિબ્રઈલ (અલૈ.) તશરીફ લાવ્યા, એવી શાનથી કે એમના હાથમાં એક અરીસો હતો અને અરીસાની વચ્ચે એક કાળો ડાઘ હતો, જે બિલકુલ ચોખ્ખો દેખાતો હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને કાળા ડાઘ વિશે પૂછયું : હે જિબ્રઈલ (અલૈ.) ! આ કાળો ડાઘ શું છે ? અને આ અરીસો શું છે ? જિબ્રઈલ (અલૈ.)એ ફરમાવ્યું : કાળો ડાઘ મઝીદ છે, (જેનો અર્થ વધારાનો થાય છે). હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પૂછયું : મઝીદ શું છે ? હઝરત જિબ્રઈલ (અલૈ.)એ અરજ કરી : હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! મઝીદ જન્નતમાં એક

મેદાન છે અને જન્નતના ઉપરના મઝલે સો (૧૦૦) જન્નતો છે અને દરેક જન્નત આસમાનો–જમીન કરતાં મોટી છે. બધાથી ઉપર અર્શના નીચે એક ભાગ છે, એમાં એક મેદાન છે, જે બિલકુલ સફેદ છે, એનું ઘાસ પણ સફેદ, મતલબ કે દરેક ચીજ સફેદ–ચોખ્ખી છે અને ફરમાવ્યું : એટલું મોટું મેદાન છે કે, મને (જિબ્રઈલ) પણ એમાં ફરતાં ફરતાં એક હજાર (૧૦૦૦) વરસ થઈ ગયા, તેમ છતાં મેદાને મઝીદની છેલ્લી હદે પહોંચી શકયો નથી. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : આ મેદાનમાં (કિયામતમાં જુમ્અહના દિવસે) એક હુઝૂર ઈજતિમાઅ થશે, આ મેદાનમાં જુમ્અહના દિવસે નબીઓ માટે મિમ્બરો ગોઠવવામાં આવશે. ગોળાકાર નૂરના મિમ્બરો હશે અને દરેક નબીના મિમ્બર પાછળ એમની ઉમ્મતની ખુરશીઓ હશે. એ મેદાન ખુરશીઓ ઉપર બેસનારાઓથી સંપૂર્ણ ભરાઈ જશે, દુનિયામાં જેટલો સંબંધ તેને દીનથી હશે તેટલો જ તે નબીના નજદીક હશે. આ ખુરશીઓ એવી ગોઠવેલી હશે કે એકબીજાને જોવામાં આડવાડ પણ નહિ બને. જન્નતમાં આ મેદાને મઝીદ છે. અઠવાડિયામાં એક વખત જુમ્અહના દિવસે ઈજતિમાઅ (સંમેલન) થશે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૧૪–હદીસ નંબર : ૨૧૦૬૩, મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૨/૫૮)*

## ક્રિયામતમાં જુમ્અહનો દિવસ નૂરાની ચહેરા સાથે

હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે, આકાએ દો જહાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતમાં એ સર્વે દિવસો પોતપોતાની હાલત ઉપર લાવવામાં આવશે, પણ જુમ્અહના દિવસને એક નૂરાની અને રોશન ચહેરા સાથે લાવવામાં આવશે. જુમ્અહ પઢનારાઓ અને એને નવાં વર કે વધુ પેઠે ઘેરી તેના અજવાળામાં ચાલી રહ્યા હશે. તેમનો રંગ બરફ પેઠે ઘણો જ ઊજળો હશે, તેમનાં શરીર કસ્તૂરી પેઠે મહેંકી મહેંકી રહ્યાં હશે, એ લોકો કપૂરના ટેકરા ઉપર ફરતા હશે. એમને જોઈ તમામ લોકો અચરજ પામશે અને એમને વારંવાર જોશે. અંતે તે લોકો જન્નતમાં દાખલ થશે. એમના મરતબાને જે મુઅઝ્ઝિનો અલ્લાહ તઆલા માટે જ પાંચ ટાઈમ અઝાન કહે છે તેમના સિવાય કોઈ માણસ પહોંચી શકશે નહિ.

*(તોહફ-એ-દુન્યા વ આખિરત : ૨૮૪)*

## ઇસ્લામમાં સૌથી પહેલી જુમ્અહ

૬૨૨ ઈસવીમાં હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ

વ સલ્લમ) મકામે કુબામાં પહોંચ્યા. અહલે યષરિબે (મદીનાવાસીઓએ) જ્યારથી સાંભળ્યું કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મક્કા શરીફ છોડી દીધું છે, તેઓ સવારથી સાંજ સુધી જાહેર માર્ગો પર ઈન્તિઝારમાં બેસતા હતા અને આપની આમદ (પધરામણી) પર શાનદાર ખેર મકદમ (સ્વાગત) કર્યું. તે પૈકી મોટા ભાગના મુસલમાનો એવા હતા કે જેઓએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને જોયા સુદ્ધાં ન હતા. તેમને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને હઝરત અબૂબક્ર (રદિ.)ને ઓળખવામાં શક થઈ જતો. હઝરત અબૂ બક્ર (રદિ.) જરૂરતને નજર સમક્ષ રાખ્યા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સર મુબારક પર છાયો કરવા ઊભા થયા. અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જુમે'રાત સુધી અહિંયા રોકાયા અને પોતાના આ ત્રણ દિવસીય કિયામ (રોકાણ)માં સૌ પ્રથમ કામ આ કર્યું કે, અલ્લાહ તઆલા માટે એક મસ્જિદની બુનિયાદ નાખી. ૧૨ રબી. અવ્વલ–૧ હિજરી જુમ્અહનો દિવસ હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કુબાથી સવાર થઈ બનૂ સાલિમના ઘરો સુધી પહોંચ્યા હતા કે જુમ્અહનો વખત થયો, ત્યાં જ સો (૧૦૦) આદમી સહિત જુમ્અહ પઢી. આ ઈસ્લામની સૌથી પહેલી જુમ્અહ હતી. *(રહમતુલ લિલ આલમીન : ૧/૯૧)*

## જુમ્અહના દિવસનું ગુસલ

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, આકાએ દો જહાં (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જુમ્અહના દિવસનું ગુસલ ઇન્સાનના ગુનાહોને દરેક વાળની જડથી ખેંચી કાઢે છે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૫૪–હદીસ નંબર : ૨૧૨૪૬)*

## ઉમદા પહેરવેશ

એક રિવાયતમાં છે : જુમ્અહના દિવસે પાકી–સ્વચ્છતાની પાબંદી સાથે પોતાની પાસેના ઉમદા પહેરવેશમાંથી પહેરવાનો સંદેશ પણ આપેલ છે અને અઠવાડિયાના ગુનાહની માફીનું પણ બતાવેલ છે.

હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે, મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ફરમાવતા સાંભળ્યા છે કે, જે માણસ જુમ્અહના દિવસે ગુસલ કરે અને પોતાની પાસે ખુશ્બૂ હોય તો તે લગાવે, પોતાની પાસે જે લિબાસ હોય તેમાંથી ઉમદા લિબાસ પહેરે, પછી જામિઅ મસ્જિદ રવાના થાય અને મસ્જિદમાં જેટલી નવાફિલ પઢી

શકાય એટલી પઢે અને કોઈને તકલીફ ન આપે અને શાંતચિત્તે ખુત્બો સાંભળે, અહિંયા સુધી કે નમાઝથી ફારિગ થાય તો આ જુમ્અહથી બીજી જુમ્અહ સુધીના તે માણસના ગુનાહ માફ થઈ જશે.

*(મુસ્નદે અહમદ : ૫/૪૨૦–હદીસ નં. ૨૩૬૧૮, તબરાની : ૪/૧૯૧–૧૯૨–હદીસ નં. ૪૦૦૭, ઈબ્ને ખુઝયમહ : ૩/૧૩૦)*

એક બીજી હદીસ શરીફમાં મજકૂર તમામ કામોની સાથે સાથે જામિઅ મસ્જિદમાં શાંતચિત્ત–શિસ્તબદ્ધ રીતે જવામાં પણ મુઆફીનો વાયદો છે.

હઝરત અબુ દરદાઅ (રદિ.)થી રિવાયત છે, રિસાલતે મઆબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે ગુસલ કરે, પછી ઉમદા લિબાસ પહેરે અને ખુશ્બૂ લગાવે, પછી શાંતિ અને શિસ્ત સાથે જુમ્અહ માટે રવાના થાય (અને ત્યાં પહોંચી) કોઈની ગરદન ન ઓળંગે અને ન કોઈને તકલીફ આપે, પછી એની કિસ્મતમાં જેટલી નવાફિલ હોય તે પઢે, તો એના એક જુમ્અહથી બીજી જુમ્અહ સુધીના ગુનાહ મુઆફ થઈ જાય છે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૬૨–હદીસ નંબર : ૨૧૨૯૨, મુસ્નદે અહમદ : ૫/૧૯૮–હદીસ નં. ૨૧૭૭૭)*

## જુમ્અહના દિવસે બપોરનું ખાણું

જુમ્અહના દિવસે બપોરનું ખાણું જુમ્અહની નમાઝ પઢીને ખાવું જોઈએ, એ જ સુન્નત છે, કારણ કે હઝરત સહલ બિન સઅદ (રદિ.) રિવાયત કરે છે કે, અમે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સાથે નમાઝ પઢવા જલદીથી હાજર થતા હતા અને પછી બપોરનું ખાણું ખાતા અને આરામ કરતા હતા.

*(દાર કુત્ની : ૨/૧૭–હદીસ નંબર : ૧૬૧૩)*

## જુમ્અહના દિવસે નખ કાપવા

નખ કાપવા એ ઈન્સાનની ફિત્રત અને જરૂરત છે, પરંતુ એને પણ સુન્નત પર અમલ કરવાની નિય્યતે કાપે તો સવાબ પણ મળે અને જુમ્અહની બરકતથી આવતી જુમ્અહ સુધી ફિત્ના–ફસાદથી સુરક્ષિત રહેવાનો વાયદો પણ છે.

હઝરત આઈશા (રદિ.) રિવાયત કરે છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે નખ કાપશે, તે બીજી આવતી જુમ્અહ સુધી બુરાઈઓથી મહફૂઝ રહેશે.

*(મજમઅ : ૨/૧૭૧, તબરાની : ૫/૩૭૫–હદીસ નં. ૪૭૪૩)*

જે માણસ જુમ્અહના દિવસે નખ કાપે છે, તો અલ્લાહ તઆલા એનાથી બીમારીઓને દૂર કરી આપે છે અને એમાં તંદુરસ્તી મૂકી આપે છે. *(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૨/૬૫)*

## દરેક જુમ્અહના રોજ હજ અને ઉમરહનો સવાબ

હઝરત સહલ બિન સઅદ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમારા માટે દરેક જુમ્અહના રોજ હજ અને ઉમરહનો સવાબ છે. બસ, હજનો સવાબ તે વ્યક્તિ માટે છે, જે જુમ્અહનો દિવસ બહુ જલદી (મસ્જિદે) જાય અને ઉમરહનો સવાબ તે વ્યક્તિ માટે છે, જે જુમ્અહ પઢીને અસરનો ઈન્તિઝાર કરે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૩૭–હદીસ નંબર : ૨૧૧૭૩, અસ્સુનનુલ કુબ્રા, લિલ–બયહકી : ૩/૨૪૧, શમાઈલે કુબ્રા : ૭/૧૯૭)*

**ફાયદો :** જુમ્અહના દિવસે જામિઅ મસ્જિદ જલદી જલદી ઝવાલથી પહેલાં જવાની ફઝીલત હજના સવાબ બરાબર છે.

*(શમાઈલે કુબ્રા : ૭/૧૯૭)*

## જુમ્અહની બે રકા'ત અન્ય દિવસોની હજાર રકા'તથી અફ઼ઝલ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : મારી ઉમ્મતની ઈદોમાંની કોઈ ઈદ દિને જુમ્અહથી અફઝલ નથી અને જુમ્અહની બે રકા'ત અન્ય (સામાન્ય) દિવસોની હજાર રકા'તથી અફઝલ છે અને જુમ્અહની એક તસ્બીહ બીજા (સામાન્ય) દિવસોની હજાર તસ્બીહથી અફઝલ છે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૧૯–હદીસ નંબર : ૨૧૦૭૯, શમાઈલે કુબ્રા : ૭/૧૯૭)*

## જુમ્અહના દિવસે આ'માલનો સવાબ વધારી દેવાય છે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મરફૂઅન રિવાયત છે : તદાઅફુલ હસનાતુ યવ્મલ્ જુમુઅતિ, અર્થાત્ : જુમ્અહના દિવસે આ'માલ, નેકીઓનો સવાબ વધારી અપાય છે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૧૨–હદીસ નંબર : ૨૧૦૫૭, શમાઈલે કુબ્રા : ૭/૧૯૬)*

ઈબ્ને અબ્દુલબર માલિકીએ હઝરત કા'બ અહબારથી નકલ કર્યું છે કે, સદકહનો સવાબ વધારી દેવાય છે અને હિલાલ બિન યસાફે હઝરત કા'બનું મંતવ્ય નકલ કર્યું છે કે, નેકીઓના સવાબ અને ગુનાહોની સજામાં વધારો કરી આપવામાં આવે છે. *(અલ્ ઈસ્તિઝકાર : ૯૩)*

સફરુસ્સઆદહમાં છે : જુમ્અહના દિવસે સદકહ—ખૈરાતનો સવાબ અન્ય (સામાન્ય) દિવસોના મુકાબલામાં વધારી આપવામાં આવે છે. *(શમાઈલે કુબ્રા : ૭/૧૯૬)*

## જુમ્અહના દિવસે બરકતવંતી ઘડી

જે ઘડી સાથે કબૂલિયતે દુઆની ઉમ્મીદ સંકળાયેલી છે તે કયા સમયે છે ? તેમાં ઉલમાએ કિરામનાં પિસ્તાળીસ (૪૫) મંતવ્યો છે. અલ્લામહ સુયૂતી (રહ.)એ મુવત્તા માલિકની માર્ગદર્શિકા "તન્વીરુલ હવાલિક"માં તે બધાં જ મંતવ્યોનો ઉલ્લેખ કર્યો છે. ઈમામ આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને ઈમામ અહમદ (રહ.)નું રુજહાન (રુચિ) આ બાજુ છે કે, તે ઘડી અસરની નમાઝ પછીથી સૂરજ ગુરૂબ થતાં સુધી છે. આ મંતવ્યની તાઈદ (પુષ્ટિ) હઝરત અનસ બિન માલિક (રદિ.)ની રિવાયત (તિરમિઝી શરીફ : ૧/૧૧૧, હદીસ નં. : ૪૮૯)થી સાબિત થાય છે, હુઝૂર નબીએ કરીમ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : તમે તે ઘડી (ક્ષણ)ને જેની જુમ્અહના દિવસમાં ઉમ્મીદ બાંધી ગઈ છે, અસર બાદથી સૂરજ ગુરૂબ થતાં સુધી ઢૂંઢો.

અને હઝરત ઈમામ શાફિઈ (રહ.)નું રુજહાન (રુચિ) આ બાજુ છે કે, તે ઘડી ઝવાલ પછી જ્યારે ઈમામ ખુત્બો આપવા માટે મિમ્બર પર આવે છે તે સમયથી નમાઝની સલામ ફેરવ્યા સુધી હોય છે. આ મંતવ્યની તાઈદ હઝરત અમ્ર બિન ઔફ મુઝની (રદિ.)ની રિવાયત (તિરમિઝી શરીફ : ૧/૧૧૧, હદીસ નં. ૪૯૦)થી થાય છે. નબીએ અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : બેશક, જુમ્અહના દિવસમાં એક ઘડી છે કે જેમાં બંદો અલ્લાહ તઆલાથી જે કંઈ માંગે છે, અલ્લાહ તઆલા તે ચીજ તેને જરૂર ઇનાયત ફરમાવે છે. સહાબએ કિરામ (રદિ.)એ પૂછયું : હે અલ્લાહ તઆલાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! એ ઘડી કઈ છે ? ફરમાવ્યું : જે સમયે નમાઝ ઊભી કરવામાં આવે છે (અર્થાત્ ઈમામ ખુત્બો આપવા માટે મિમ્બર પર આવે છે તે સમયથી) નમાઝની સલામ ફેરવ્યા સુધી હોય છે.

*(મુસ્તફાદ તોહફતુલ અલમઈ : ૨/૩૫૧–૩૫૨)*

જો ઝવાલ પછીથી નમાઝ ખતમ સુધી અને અસરની

નમાઝ પછીથી ગુરૂબે આફતાબ સુધીનો વખત પાબંદીથી દુઆ અને ઈસ્તિગફાર વગેરેમાં લગાવી દેવાય તો બીજાં ઘણાં બધાં મંતવ્યોની રિઆયત થઈ જાય છે.

આપણા પૂર્વજ બુઝુર્ગો અને મશાઈખ અસરથી મગરિબ સુધીનો ખુસૂસિય્યત સાથે પ્રબંધ કરતા હતા અને વધુ પડતી રિવાયતોથી તેની તાઈદ (સમર્થન) થાય છે. મુહદ્દિસીન અને ઈસ્લામી ઈમામોમાંથી વધુ પડતા લોકોનું રુજહાન (વૃત્તિ–વલણ) આ બાજુ છે. *(મસાઈલે નમાઝે જુમ્અહ : ૫૧–૫૨)*

**સવાલ** : કબૂલિયતે દુઆની ઘડીની સાચી દોરવણી કેમ ન કરવામાં આવી, જેથી અલ્લાહ તઆલાના બંદા તેનાથી ફાયદો ઉઠાવત ?

**જવાબ** : શબે કદ્ર પણ એક કિંમતી રાત છે, જેની સાચી જગા બતાવવામાં આવી નથી. એટલા માટે કે કિંમતી હીરા બતાવવામાં આવતા નથી, બલકે તેને તલાશ કરવા પડે છે. શબે કદ્ર અને કબૂલિયતે દુઆની ઘડી એ કિંમતી હીરા છે, જેને પામવા માટે કાવિશો–કોશિશ કરવી પડે છે. તદુપરાંત, સાચું ઠેકાણું ન બતાવવામાં મસ્લિહત (ભેદ) છે કે બંદો રમઝાનુલ મુબારકની તમામ રાતો અને જુમ્અહના પૂરા દિવસમાં ઈબાદતમાં તલ્લીન રહે. *(તોહફતુલ અલ્મઈ : ૨/૩૫૨)*

# એક જુમ્અહથી બીજી જુમ્અહ સુધી નૂરનો વાયદો

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે સૂરએ કહફ પઢે છે તો અલ્લાહ તઆલા એના માટે નૂર પેદા કરી આપે છે, જે આ જુમ્અહથી બીજી જુમ્અહ સુધી બાકી રહે છે. તદુપરાંત, સૂરએ કહફને પાબંદીની સાથે પઢવાની બરકતથી દિલ રોશન કરી દે છે, નેકીઓ તરફ દિલ લાગે છે અને ગુનાહોથી બચે છે.

*(નસાઈ શરીફ : ૨૭૬, શુઅબુલ ઈમાન : ૩/૨૯૪, મુસ્તદરક : ૨/૩૬૭)*

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જુમ્અહના દિવસે સૂરએ કહફ પઢનારના પગથી લઈને આસમાન સુધી નૂર ચમકતું હશે અને બન્ને જુમ્અહના દરમિયાન જે ગુનાહો હશે તે માફ થઈ જશે.

*(ઇબ્ને મઅરૂવિયહ, તોહફ—એ દુન્યા વ આખિરત : ૨૮૩)*

## આવતી જુમ્અહ સુધી હિફાઝતનો વાયદો

હઝરત અસ્મા (રદિ.) ફરમાવે છે : જે માણસ જુમ્અહની નમાઝ પછી સૂરએ ફાતિહા, સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક અને સૂરએ નાસ પઢશે તો આવતી જુમ્અહ સુધી ફિત્ના-ફસાદથી સુરક્ષિત રહેશે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૬૮–હદીસ નંબર : ૨૧૩૨૩, મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૪/૧૮૧)*

## સો (૧૦૦) જરૂરતો પૂરી થવાનો વાયદો

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કિયામતના દિવસે બધી જગ્યાઓમાં સૌથી વધારે નજદીક મારી પાસે તે માણસ હશે કે જે દુનિયામાં સૌથી વધારે મારા ઉપર દુરૂદ શરીફ પઢે છે અને જે માણસ જુમ્અહની રાતે અથવા જુમ્અહના દિવસે મારા ઉપર દુરૂદ શરીફ પઢે છે તો અલ્લાહ તઆલા તેની આખિરતની સો (૧૦૦) જરૂરતો પૂરી કરે છે, પછી અલ્લાહ તઆલા એક ફરિશ્તો નક્કી કરી આપે છે, જે દુરૂદ શરીફ પઢનારના નામ–નસબ સાથે મને મારી કબ્રમાં

હદિયાની શકલમાં રજૂ કરે છે.

*(શુઅબુલ ઈમાન : ૩/૧૧૧–હદીસ નં. ૩૦૩૫)*

## મગફિરતનો વાયદો

જે માણસ સાત વાર નીચેનું ઈસ્તિગફાર જુમ્અહના દિવસે અથવા જુમ્અહની રાતમાં પઢે અને જો તે દિવસે અથવા તે રાતમાં તેનો ઈન્તિકાલ થઈ જાય તો એ માણસ જન્નતી છે.

***નોંધ :*** બીજી રિવાયતમાં ન જુમ્અહના દિન–રાતની કેદ મજકૂર છે અને ન સાત વાર પઢવાની, બલકે સવાર–સાંજ કોઈપણ દિવસે એક વાર પઢવા બદલ જન્નતમાં દાખલ થવાનો વાયદો છે. અલબત્ત, આ રિવાયતથી જુમ્અહના દિવસે પઢવાની તરગીબ (શોખ) અને તાકીદ જરૂર માલૂમ થાય છે. ઈસ્તિગફારના શબ્દો નીચે મુજબ છે :

**અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઈલા–હ ઈલ્લા અન્ત ખલક્તની, વ–અ–ન અબ્દુ–ક વબ્નુ અ–મ–તિ–ક વફી કબ્દતિ–ક, નાસિયતી બિ–યદિ–ક, અમ્સયતુ અલા અહ્દિ–ક વ વઅ્દિ–ક મસ્તતઅ્તુ, અઊઝુ બિ–ક મિન શર્રિ મા સનઅ્તુ, અબૂઉ બિ–નિઅ્મતિ–ક અલય્ય**

**વ અબૂઉ બિ-ઝમ્બી, ફગ્ફિર લી ઝુનૂબી ઈન્નહૂ લા યગ્ફિરુઝ્ ઝુનૂ-બ ઈલ્લા અન્ત.**

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૬૭–હદીસ નંબર : ૨૧૩૨૨)*

## જન્નતમાં ઘર બનાવવાનો વાયદો

હઝરત અબૂ ઉમામહ (રદિ.)ની એક હદીસ શરીફમાં છે કે, જે માણસ જુમ્અહની રાતમાં યા દિનમાં સૂરએ દુખાન (પારહ નં. ૨૫) પઢશે તો જન્નતમાં અલ્લાહ તઆલા તેના માટે એક ઘર તા'મીર ફરમાવશે.

*(અત્તરગીબ વત્તરહીબ, અસ્બહાની કૃત : ૧/૧૦૭–હદીસ નં. ૦૧૯)*

## ઘર પછી ઘરવાળી

હઝરત અબૂ રાફિઅ (રદિ.)થી રિવાયત છે કે, જે માણસ જુમ્અહની રાતમાં સૂરએ દુખાનની તિલાવત કરે છે તો એવી હાલતમાં સવાર થાય છે કે તેની મગફિરત થઈ ચૂકી હોય છે અને જન્નતની સુંદર ઓરતથી શાદી (નક્કી) કરી દેવાય છે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૧/૨૯૫–હદીસ નં. ૨૬૯૪)*

## પઢનારના એક લાખ અને મા-બાપના ચોવીસ હજાર ગુનાહ માફ

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, જે માણસ જુમ્અહની નમાઝ બાદ પોતાની જગ્યાએથી ઊઠતા પહેલાં ૧૦૦ વખત **"સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી સુબ્હાનલ્લાહિલ અઝીમ વ બિહમ્દિહી અસ્તગ્ફિરુલ્લાહ"** પઢશે તો એના પોતાના એક લાખ ગુનાહો માફ થશે અને તેના મા–બાપના ચોવીસ હજાર ગુનાહો માફ થશે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૬૭–હદીસ નંબર : ૨૧૩૨૧, અસ્સુનનુલ ઈબ્નુસ્સુન્ની કૃત અમલુલ યવ્મિ વલ્ લયલહ : ૩૩૪)*

## એક અઠવાડિયાના ગુનાહ માફ

જુમ્અહનું ગુસલ અને આ દિવસની સાફ–સફાઈની તૈયારી અને જુમ્અહની નમાઝ આ બધાની એટલી બધી મહત્ત્વતા છે કે, આ કામો કરવાથી એક જુમ્અહથી બીજી જુમ્અહ સુધીના ગુનાહ માફ થઈ જાય છે.

હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

વિવિધ અહાદીસ તેમજ આષારમાં વર્ણન થયેલી છે કે, મૃત્યુ પામનાર કબ્રના અઝાબથી સુરક્ષિત રહે છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે : જુમ્અહના દિવસે અથવા રાત્રે જે મુસલમાન મરણ પામે છે, તો અલ્લાહ તઆલા એને કબ્રના અઝાબથી સુરક્ષિત રાખે છે.

*(તિરમિઝી શરીફ : ૧/૨૦૫, મુસ્નદે અહમદ : ૨/૧૭૦)*

અમુક રિવાયતોથી જણાય છે કે, કબ્રમાં અઝાબથી હિફાઝત અને ત્યાર બાદ મેહશરમાં હિસાબ–કિતાબ પણ નહિ થાય અને એને શહીદનો સવાબ મળશે. *(મિરકાત : ૩/૪૧૬)*

મા'લૂમ થયું કે જુમ્અહના રાત–દિવસની વફાત બરકતવાળી છે. આ ફઝીલત થકી જુમ્અહના રાત–દિવસમાં કોઈનો ઈન્તિકાલ થઈ જાય તો તેની દફનવિધિ મગરિબ પહેલાં કરી દેવામાં આવે, કેમ કે તે જુમ્અહની ફઝીલતને પામે કે જુમ્અહના દિવસે જહન્નમના દરવાજા બંધ રહે છે. એટલા માટે કે જહન્નમની બારી ન ખુલવાથી અઝાબે બરઝખથી સુરક્ષિત રહેશે.

*(શમાઈલે કુબ્રા : ૭/૨૦૫)*

## કેદીઓની આઝાદીનો દિવસ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, આપ (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જુમ્અહના રાત–દિવસના ચોવીસ કલાકમાં કોઈ વખત એવો નથી કે, જેમાં અલ્લાહ તઆલા છ લાખ જહન્નમના કેદીઓને આઝાદ કરતા ન હોય.

*(કન્ઝુલ ઉમ્માલ : ૭/૭૦૯–હદીસ નંબર : ૨૧૦૪૪, અબૂ યઅ્લા : ૩/૩૮૩–૩૮૪, શુઅ્બુલ ઈમાન : ૩/૧૧૩–૧૧૪, હદીસ નંબર : ૩૦૪૨)*

## જન્નતનો ખુશખબરીનો દિવસ

જુમ્અહનો દિવસ એટલો બરકતવાળો અને રહમતવાળો છે કે, જો કોઈ માણસ એ દિવસે પાંચ કામ કરે તો એના માટે જન્નતની ખુશખબરી છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને એમણે ફરમાવતા સાંભળ્યા છે કે, જે કોઈ માણસ આ પાંચ કામ કરી લે તો અલ્લાહ તઆલા એને જન્નતીઓમાં શામિલ કરશે : (૧) બીમારની બીમારપુર્સી કરે, (૨) મુસલમાન ભાઈના કફન–દફનમાં શામિલ થાય, (૩) દિવસે રોઝો રાખે, (૪) જુમ્અહની નમાઝ માટે હાજર થાય અને (૫) ગુલામ આઝાદ કરે.

*(ઇબ્ને હિબ્બાન, ફિસ્સહીહ : ૭/૬–હદીસ નં. ૨૭૭૧)*

**ફાયદો :** અત્યારે ગુલામીનો રિવાજ નથી, એટલા માટે તંગદસ્તની તંગી દૂર કરવી, પરેશાનહાલની પરેશાની દૂર કરવી, કોઈ લાચારને કર્ઝ આપવું અને બીજાં નેક કાર્યોમાં શામિલ થવું, એ ગુલામ આઝાદ કરવા સમાન છે.

*(તરગીબ : ૧/૪૮૫)*

## જુમ્અહના દિવસે જન્નતમાં દાખલો

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : અઠવાડિયાના બધા દિવસો કે જેમાં સૂરજ નીકળે છે, સૌથી બેહતર—ઉચ્ચતમ દિવસ જુમ્અહનો દિવસ છે. જુમ્અહના દિવસે જ હઝરત આદમ (અલૈ.)ને પેદા કરવામાં આવ્યા, જુમ્અહના દિવસે જ જન્નતમાં દાખલ ફરમાવ્યા, જુમ્અહના દિવસે જ જન્નતમાંથી દુનિયામાં મોકલવામાં આવ્યા (જ્યાં એમની વંશાવળી ચાલુ થઈ) અને કિયામત પણ જુમ્અહના દિવસે જ આવશે. *(મુસ્લિમ શરીફ : ૧/૨૮૨—હદીસ નંબર : ૧૯૭૭)*

## દરેક કદમ પર એક વર્ષની નમાઝ અને રોઝાઓનો સવાબ

ગુસલ અને પાક—સાફ થઈ જુમ્અહ માટે વહેલી સવારે

મસ્જિદે જનારાઓને દરેક કદમ પર એક વર્ષની નમાઝ અને એક વર્ષના રોઝાઓનો સવાબ મળે છે. એટલા માટે પોતાના ઘરેથી જામિઅ મસ્જિદ સુધી જેટલા કદમ ઉઠાવશે, દરેક કદમ પર એક વર્ષની નમાઝ અને એક વર્ષના રોઝાઓનો સવાબ મળતો રહેશે. સુબ્હાનલ્લાહ !

હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન અલ્ આસ (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ જુમ્અહના દિવસે ઘરવાળાઓને ગુસલ કરાવે અને પોતે પણ કરે અને વહેલી સવારે મસ્જિદે જાય, ઈમામની નજીક બેસે, ધ્યાનથી ખુત્બો સાંભળે તો એને દરેક કામ પર એક વર્ષની નમાઝ અને એક વર્ષના રોઝાઓનો સવાબ મળશે, સુબ્હાનલ્લાહિ તઆલા !

*(મુસ્નદે અહમદ : ૨/૪૦૯–હદીસ નંબર : ૬૯૫૪)*

**સ્પષ્ટીકરણ :** હદીસ શરીફમાં જે સવાબ બયાન થયો છે તે આ સૂરતમાં છે કે, જ્યારે ત્રણ કામ પાબંદીથી દરેક જુમ્અહના કરે : (૧) ખૂબ સારી રીતે ગુસલ કરે અને ચોખ્ખા કપડાં પહેરે, (૨) ઈમામના નજીક બેસે, (૩) ધ્યાનથી અને ચૂપચાપ રહી ધ્યાનપૂર્વક ખુત્બો સાંભળે, એક–બે જુમ્અહ અમલ કરવાનો આ સવાબ નથી.

**વહેલી સવારે મસ્જિદે જાય :** પહેલા શહેરમાં ફક્ત એક

જુમ્અહ થતી હતી. તે સમયે મસ્જિદમાં તેને જગા મળતી હતી, જે જલદી મસ્જિદે જતો હતો. હવે જગા જગાએ જુમ્અહ થાય છે, એટલા માટે માણસ ખુત્બો થતાં પહેલાં પહોંચે છે તો પણ મસ્જિદમાં જગા મળી જાય છે, એટલા માટે હવે લોકો જલદી મસ્જિદે નથી જતા. ખુલાસો આ કે આજના બદલાયેલા હાલાતમાં હદીસ શરીફને સમજવી મુશ્કેલ છે.

**ઇમામની નજીક બેસે અને ખુત્બો ધ્યાનથી સાંભળે :** મસ્જિદમાં પહોંચી ઈમામની નજીક બેસવાની કોશિશ કરે. અમુક લોકો મસ્જિદમાં જલદી પહોંચી જાય છે, પરંતુ થાંભલાઓ અને દીવાલોને ટેક લગાવવા માટે પાછળ બેસે છે. જો કે આગળ જગ્યા ખાલી હોય છે. આ દુરુસ્ત નથી. ઈમામની નજીક બેસવું જોઈએ, ત્યારે આ સવાબ મળશે.

*(તોહફતુલ અલ્મઈ : ૨/૩૫૯)*

## બસો વર્ષની ઈબાદતનો સવાબ

ઉમ્મતે મુહમ્મદિય્યહ પર અલ્લાહ તઆલાના ઈનામોનો દૈનિક ઉમેરો રહ્યો છે. પ્યારા હબીબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સદકહમાં એક એક અમલનો સવાબ વધતો જ ગયો. જેમ કે આ હદીસ શરીફમાં નમાઝે જુમ્અહ અને તેની પાબંદી ઉપર બસો વર્ષની ઈબાદતના સવાબનો વાયદો છે.

હઝરત અબૂબક્ર સિદીક (રદિ.) અને ઈમરાન બિન હુસૈન (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે જુમ્અહના દિવસે ગુસલ કર્યું તો અલ્લાહ તઆલા તેના ગુનાહોને માફ કરી દે છે અન જયારે તે નમાઝના ઈરાદાથી નીકળે છે તો દરેક કદમ પર વીસ વીસ નેકીઓ લખવામાં આવે છે અને જયારે તે પરત થાય છે તો બસો વર્ષની ઈબાદતનો સવાબ તેના નામ–એ–આ'માલમાં લખાય છે.

*(તબરાની : ૨/૩૧૪–હદીસ નં. ૩૩૯૭, અન્ અબી બક્ર, તબરાની : ૨/૩૩૭–હદીસ નં. ૪૪૧૩–બંને રાવીઓથી)*

## જુમ્અહના દિવસે સદકહ કરવાનો સવાબ

જુમ્અહના દિવસે વધુ પ્રમાણમાં સદકહ અને ખયરાત કરે, જુમ્અહના દિવસે સદકહનો ડબલ સવાબ મળે છે, પરંતુ શર્ત એ છે કે તે વ્યક્તિને સદકહ ન આપવામાં આવે, જે ઈમામના ખુત્બહ દરમિયાન માંગવાનું શરૂ કરે અથવા ઈમામના ખુત્બહ સાંભળવાના બદલે બોલતો રહે. આવી વ્યક્તિને સદકહ દેવો મકરૂહ છે. *(ઝાદુલ મઆદ : ૧/૩૪૭)*

જુમ્અહના દિવસે વઝાઈફ પુષ્કળ પ્રમાણમાં પઢે અને ખયરાત પણ વધુ કરે. અલ્લાહ તઆલા જ્યારે કોઈ બંદાને દોસ્ત રાખે છે તો તેના માંટે બહતરીન સમયમાં બેહતરીન કામ લે છે અને જ્યારે કોઈ બંદાથી નારાજ થાય છે તો સારા સમયમાં બુરાં કામ લે છે, કેમ કે તે આ'માલ બદતરીન અને દર્દનાક અઝાબનો સબબ બની જાય. *(ઇહ્યાઉલ ઉલૂમ : ૨/૪૪૯)*

## આ'માલે જુમ્અહ

જિંદગીની એક એક પળ ઈન્સાન માટે ઘણી કિંમતી અને માલિક–અલ્લાહની મોંઘેરી ભેટ છે, પરંતુ અમુક ખાસ વખતોમાં અમુક આ'માલની તરગીબ (પ્રેરણા) પણ અહાદીસમાં બતાવવામાં આવી છે. એટલા માટે જુમ્અહના દિવસે પણ અમુક કામો કરવા બીજા દિવસોની તુલનામાં વધુ સવાબકારક છે.

## જુમ્અહની રાતમાં સૂરએ દુખાન પઢવા બદલ મગફિરત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે

સૂરએ દુખાન (પારહ : ૨૫) જુમ્અહની રાતમાં પઢી તો તેના માટે સિત્તેર હજાર (૭૦,૦૦૦) ફરિશ્તાઓ ઈસ્તિગફાર પઢે છે અને તેની મગફિરત કરી દેવાશે.

*(તિરમિઝી શરીફ : ૨/૧૧૧–૧૧૭–હદીસ નં. ૨૮૮૮)*

## જુમ્અહની રાતમાં સૂરએ યાસીન શરીફ પઢવાનો અજ્ર

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, આકાએ નામદાર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસે જુમ્અહની રાતમાં સૂરએ યાસીન શરીફ પઢી તો તેની મગફિરત કરી દેવાશે.

*(અત્તરગીબ વત્તરહીબ, અસ્બહાની કૃત : ૧/૩૯૭, હદીસ નં : ૦૩૧)*

## જુમ્અહના દિવસે આલિ ઈમરાન પઢવાની ફઝીલત

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.), રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદે ગિરામી નકલ કરે છે, જે માણસે જુમ્અહના દિવસે તે સૂરત તિલાવત કરી જેમાં અવલાદે ઈમરાનનો ઉલ્લેખ છે, *(સૂરએ આલિ*

ઈમરાન, પારહ : ૩) તો સાંજ સુધી તેના પર અલ્લાહ તઆલાની રહમતો અને બરકતો ઊતરતી રહે છે અને તેના માટે ફરિશ્તાઓની દુઆઓ થતી રહે છે.

*(તબરાની : ૭/૯૨–હદીસ નંબર : ૬૧૫૩)*

આદમીને જોઈએ કે આ સૂરતને સવારે પઢી લે, કેમ કે પૂરા દિવસમાં અલ્લાહ તઆલાની રહમતો ઊતરતી રહે છે અને પવિત્ર ફરિશ્તાઓની દુઆઓ મળતી રહે છે.

## જુમ્અહના દિવસે સલાતુત્તસ્બીહની ફઝીલત

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, એક દિવસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પોતાના કાકા હઝરત અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબને ફરમાવ્યું : હે અબ્બાસ! હે મારા કાકા! શું આપની ખિદમતમાં એક અતિ કિંમતી ભેટ રજૂ ન કરું ? શું આપને ખાસ વાત ન બતાવું ? શું આપનાં દસ કામ અને દસ સેવાઓ ન કરું ? (અર્થાત્ આપને એવો અમલ ન બતાવું, જેનાથી આપને દસ મોટા ફાયદાઓ હાસિલ થાય, તે એવો અમલ છે કે) જ્યારે આપ તેને કરશો તો અલ્લાહ તઆલા તમારા બધા જ (નાના–મોટા અને બાહ્ય–આંતરિક,) ગુનાહો માફ ફરમાવશે,

(તે અમલ સલાતુત્તસ્બીહ છે.) હે મારા કાકા ! જો બની શકે તો આ નમાઝ દરરોજ પઢો, નહિતર જુમ્અહના દિવસે પઢો, નહિતર મહિનામાં એક વાર પઢો, નહિતર વરસમાં એક વાર પઢો, નહિતર ઓછામાં ઓછ જીવનમાં એક વાર તો જરૂર પઢો. *(અબૂ દાવૂદ શરીફ : ૧/૧૮૪–હદીસ નં. ૧૨૯૭)*

## જુમ્અહના દિવસે સૂ. યાસીન અને સૂ. સાફ્ફાત પઢો, દુઆ મકબૂલ

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, જે માણસ જુમ્અહના દિવસે "સૂરએ યાસીન શરીફ" અને ત્યાર પછીની "સૂરએ વસ્સાફ્ફાત" પઢે અને પછી અલ્લાહ તઆલાથી દુઆ કરે તો અલ્લાહ તઆલા તેની દુઆ કબૂલ ફરમાવી લે છે અને જે તેણે માંગ્યું તે તેને મળી જાય છે.

*(કન્ઝુલ ઉમ્માલ : ૧/૫૯૨–હદીસ નં. ૨૬૯૧)*

## જુમ્અહની ફજરની નમાઝ પહેલાંની દુઆ

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે, રિસાલતે મઆબ

(સલ્લલ્લાહ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ જુમ્અહના દિવસે ફજરની નમાઝ પહેલાં ત્રણ વાર **"અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા ઈલા–હ ઈલ્લા હુવલ હય્યુલ્ કય્યૂમૂ વ અતૂબુ ઈલય્હિ"** પઢે તો અલ્લાહ તઆલા તેની મગફિરત ફરમાવશે, ભલે ને તેના ગુનાહ સમંદરની ઝાગ–કાંપ બરાબર કેમ ન હોય.

*(ઈબ્નુસ્સુન્ની કૃત અમલુલ યવ્મિ, વલ્લય્લિ : ૭૫–હદીસ નં. ૮૩)*

## જુમ્અહના દિવસે ફજરની નમાઝ બા-જમાઅતની મહત્ત્વતા

હઝરત અબૂ ઉબયદહ (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો : જુમ્અહના દિવસે ફજરની નમાઝ જમાઅત સાથે પઢવાથી કોઈ નમાઝ અફઝલ નથી અને મારું ગુમાન છે કે જે આદમી ફજરની નમાઝ જમાઅત સાથે પઢશે તો તેની મગફિરત જરૂર કરી દેવાશે.

*(તબરાની : ૧/૧૫૬–હદીસ નંબર : ૩૬૬)*

ફજરની નમાઝની મહત્ત્વતા વિશે સંપાદકની કિતાબ "ફજરની નમાઝનું મહત્ત્વ" જરૂર વાંચો.

## જુમ્અહના દિવસે ફજરની નમાઝમાં મસ્નૂન કિરાઅત

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જુમ્અહના દિવસે ફજરની નમાઝમાં "સૂરએ સિજદહ, અલિફ લામ મીમ તન્ઝીલ (પારહ : ૨૧) અને સૂરએ દહ્ર (પારહ : ૨૯) તિલાવત ફરમાવતા હતા." *(મુસ્લિમ શરીફ : ૧/૨૮૮–હદીસ : ૨૦૩૧)*

## જુમ્અહની નમાઝમાં મસ્નૂન કિરાઅત

હઝરત નો'માન બિન બશીર (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જુમ્અહ અને બંને ઈદોની નમાઝમાં પહેલી રકા'તમાં 'સૂરએ આ'લા (પારહ : ૩૦) અને બીજી રકા'તમાં 'સૂરએ ગાશિયહ' (પારહ : ૩૦) તિલાવત ફરમાવતા હતા. રિવાયતકર્તા કહે છે : જો ઈદ અને જુમ્અહ એક દિવસે જમા–ભેગાં થતાં તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ જ બે સૂરતો પઢતા હતા. *(મુસ્લિમ શરીફ : ૧/૨૮૮–હદીસ નંબર : ૨૦૨૭)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં છે કે,

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જુમ્અહની નમાઝમાં "સૂરએ જુમ્અહ" અને "સૂરએ મુનાફિકૂન" તિલાવત ફરમાવતા હતા.

*(મુસ્લિમ શરીફ : ૧/૨૮૮–હદીસ નંબર : ૨૦૨૭)*

"સૂરએ જુમ્અહ" (પારહ : ૨૮)માં મુઅમિનોને ખુશખબરી અને જુમ્અહનો શોખ અપાવેલો છે અને સૂરએ મુનાફિકૂન (પારહ : ૨૮)માં મુનાફિકોની સજાનો ઝિક્ર–ઉલ્લેખ છે.

**ફાયદો :** ઉપરોક્ત અહાદીસમાં વર્ણવેલ સૂરતોને નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નમાઝોમાં પઢતા હતા, એટલા માટે આ સૂરતોને પઢવી અફઝલ અને બેહતર છે, પરંતુ ઉક્ત સૂરતોના પઢવા પર હંમેશગી અને મુવાઝબત ન કરવી જોઈએ, બલકે કદી કદી બીજી સૂરતો પણ પઢવી જોઈએ, કેમ કે કુર્આને કરીમનો બીજો ભાગ છોડવો લાઝિમ ન આવે. તદુપરાંત, સામાન્ય લોકો એને જરૂરી ન સમજવા લાગે.

## જુમ્અહની નમાઝ પછીનો અમલ

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે, આકાએ નામદાર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું :

જે માણસ જુમ્અહની નમાઝ પછી સાત–સાત વાર 'સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) સૂરએ ફલક (કુલ અઊઝુ બિરબ્બિલ ફલક) અને સૂરએ નાસ (કુલ અઊઝુ બિરબ્બિન્નાસ)" પઢશે તો અલ્લાહ તઆલા તેને આવતી બીજી જુમ્અહ સુધી બુરાઈઓથી મહફૂઝ (સુરક્ષિત) રાખશે.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત છે : જે માણસ જુમ્અહની નમાઝ પછી 'સૂરએ ઈખ્લાસ–કુલ હુવલ્લાહુ અહદ સો (૧૦૦) વખત અને દુરૂદ શરીફ સો (૧૦૦) વખત અને સિત્તેર (૭૦) વાર નીચેની દુઆ પઢશે તો અલ્લાહ તઆલા તે માણસની સો (૧૦૦) જરૂરતો પૂરી કરશે, જેમાંથી ત્રીસ (૩૦) દુનિયાની અને સિત્તેર (૭૦) આખિરતની.

તે દુઆ નીચે પ્રમાણે છે :

**અલ્લાહુમ્મક્ફિની બિ–હલાલિ–ક અન્ હરામિ–ક, વ અગ્નિની બિ–ફદ્લિ–ક અમ્મન સિવા–ક.**

અર્થ : હે અલ્લાહ ! હરામથી બચાવી, પોતાના હલાલ વડે તું મારી કફાલત ફરમાવ. તું મારા વતી જવાબદાર બની જા અને પોતાના ફઝલ વડે મને પોતાના ગેરથી બેનિયાઝ ફરમાવી દે. *(તોહફ–એ–દુન્યા વ આખિરત : ૨૮૬)*

# જુમ્અહની રાત-દિવસના ખાસ દુરૂદ શરીફ

**(૧) અલ્લાહુમ્મ યા દાઈમલ્ ફદ્‌લિ અલલ બરિય્યતિ, યા બાસિતલ યદય્નિ બિલ અતિય્યતિ, યા સાહિબલ મવાહિબિસ્સનિય્યતિ, સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિન ખયરિલ વરા સજિય્યતિ, વગ્ફિર લના યા ઝલ ઊલા ફી હાઝિહિલ અશિય્યતિ.**

(**અર્થ** : હે અલ્લાહ ! હંમેશા કૃપાળુ, હે અલ્લાહ ! ઘણો જ સખી હે અલ્લાહ ! ઊંચો મરતબો અર્પણ કરનાર ! તું અમારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત નાઝિલ ફરમાવ, કે જે તમામ મખ્લૂકમાં સર્વશ્રેષ્ઠ છે અને અમને માફ કર. હે સર્વથી વધુ મહાન (અલ્લાહ તઆલા) ! આ રાત્રીના સમયના માલિક !

**મહાન ફઝીલત** : જે માણસ ઉપરના દુરૂદ શરીફને જુમ્અહની રાત્રે (જુમે'રાતનો સૂરજ ડૂબ્યા પછી) દસ (૧૦) વખત પઢશે તો અલ્લાહ તઆલા તેના દસ (૧૦) કરોડ ગુનાહ માફ કરી દેશે, દસ (૧૦) કરોડ નેકીઓ આપશે તથા દસ (૧૦) કરોડ દરજ્જાઓ બુલંદ ફરમાવશે.

આ દુરૂદ શરીફ પઢનારને આખિરતમાં ઘણો જ મહાન

અજ્ર—બદલો મળશે.

**(૨) અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના મુહમ્મદિંવ્ વ આલિહી અલ્ફ અલ્ફિ મર્રતિન.**

(અર્થ : હે અલ્લાહ ! અમારા નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર અને તેમની આલ પર હજારો રહમત નાઝિલ ફરમાવ.)

**ફઝીલત** : જે માણસ જુમ્અહના દિવસે ઉપર જણાવેલ દુરૂદ શરીફને એક હજાર (૧૦૦૦) વખત પઢશે તો જ્યાં સુધી તે માણસ જન્નતમાં પોતાનું સ્થાન—જગ્યા જોશે નહિ ત્યાં સુધી મૃત્યુ પામશે નહિ. *(તોહફ—એ—દુન્યા વ આખિરત : ૩૨)*

## જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી દુરૂદ શરીફની ફઝીલત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની એક હદીસ શરીફમાં નકલ થયેલ છે કે, જે માણસ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી પોતાની જગાએથી ઊઠતાં પહેલાં એંસી (૮૦) વાર આ દુરૂદ શરીફ પઢશે તો એના એંસી વરસના ગુનાહ માફ થશે અને એંસી વરસની ઈબાદતનો સવાબ મળશે.

*(અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૮૯)*

હઝરત સહલ બિન અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતમાં છે કે, જે માણસ જુમ્અહના દિવસે અસરની નમાઝ પછી આ દુરૂદ શરીફ એંસી (૮૦) વખત પઢશે, તેના એંસી વરસના ગુનાહ માફ થઈ જશે. *(અલ્ કવ્લુલ્ બદીઅ્ : ૧૯૪)*

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિહી વ સલ્લિમ તસ્લીમા.**

**ફાયદો :** આ બીજી હદીસ શરીફમાં તે જ જગ્યાએ બેસીને જ્યાં નમાઝ પઢી હતી, તેની કેદ (બંધન) નથી. આ હદીસ શરીફથી ફાયદો ઉઠાવી જો કોઈ કારણસર તે જ જગાએ બેસીને ન પઢી શકે તો મગરિબ પહેલાં જ્યારે પણ મોકો મળે એંસી (૮૦) વાર દુરૂદ શરીફ પઢી લેશે તો ઉપરોક્ત ફઝીલતનો હકદાર બની જશે. *(અદ્દુઆઉલ મસ્નૂન : ૫૪૮)*

દુરૂદ શરીફની ફઝીલત વિશે સંપાદકની કિતાબ **''તોહફ-એ-દુરૂદો સલામ''**નું અવશ્ય વાંચન કરો.

મુસલમાનોને જોઈએ કે જુમ્અહનો એહતિમામ (પ્રબંધ) જુમે'રાતથી કરે અને જુમે'રાતના દિ'ને અસર બાદ ઈસ્તિગફાર વધુ પ્રમાણમાં કરે, પોતાના પહેરવાનાં કપડાં અને ખુશ્બૂ વગેરેની વ્યવસ્થા કરે, કેમ કે જુમ્અહના દિવસે આ કામોમાં

મશગૂલ રહેવું ન પડે. બુઝુર્ગાને દીને ફરમાવ્યું : જુમ્અહનો સૌથી વધુ ફાયદો તેને મળશે, જે જુમ્અહના ઈન્તિઝારમાં હોય છે અને જુમે'રાતથી તેનો પ્રબંધ કરી રહયો છે અને સૌથી બદનસીબ તે શખ્સ છે જેને આ પણ માલૂમ ન હોય કે જુમ્અહ કયારે  છે ? ત્યાં સુધી કે જુમ્અહની સવારે આ માલૂમ કરતો ફરે કે આજે કયો દિવસ છે ? અમુક બુઝુર્ગ હઝરાત જુમ્અહની રાતનો વધુ એહતિમામના કારણે રાતે જામિઅ મસ્જિદમાં રોકાતા હતા. *(ઈહ્યાઉલ ઉલૂમ : ૧/૧૬૧)*

## જુમ્અહના દિવસે વાલિદૈનની કબર પર જવું

હઝરત મુહમ્મદ બિન નો'માન (રદિ.) હદીસ શરીફને પયગમ્બરે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તરફ મન્સૂબ કરીને કહે છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ પોતાનાં મા–બાપ યા તેમાંના કોઈ એકની કબર ઉપર જુમ્અહના દિવસે જશે તો તેની મગફિરત કરી દેવાશે અને તેનો શુમાર મા–બાપના ફરમાંબરદારોમાં થશે. *(મિશ્કાત શરીફ : ૧૦૪)*

**મકસદના એ'તિબારથી કબરો ઉપર જવાના અનેક પ્રકાર છે :**

(૧) ફક્ત મોતની યાદ અને આખિરત તરફ ધ્યાન કેન્દ્રિત કરવા માટે. આ મકસદ માટે ફક્ત કબરો નિહાળવી પૂરતી છે, ભલેને કબર કોઈની પણ હોય. આ પણ જરૂરી નથી કે સાહિબે કબરના બારામાં માલૂમ હોવું જોઈએ કે તે કોણ છે અને કેવો છે ? (૨) દુઆએ મગફિરત અને ઈસાલે સવાબ માટે. આ દરેક મુસલમાન માટે મસ્નૂન છે. (૩) બરકત પ્રાપ્ત કરવા અને શહાદત ખાતર. આ મકસદ માટે અવલિયાઉલ્લાહ અને બુઝુર્ગાને દીનની મઝારોની ઝિયારત કરાય છે. (૪) સગાં–સંબંધીઓના હક અદા કરવા માટે. દા. ત. વાલિદૈન તથા રિશ્તેદારની કબર પર દુઆએ મગફિરત અને ઈસાલે સવાબ કરવો કે પોતાના ઉપર હક છે. જેમ કે હદીસે અબૂ નુએમમાં નકલ થયેલ છે : જે માણસ મા–બાપ અથવા તેમાંના કોઈ એકની કબરની ઝિયારત જુમ્અહના દિવસે કરે તો તેનું આ કાર્ય હજ બરાબર છે. બીજા દિવસોના મુકાબલામાં જુમ્અહના દિવસે ખાસ કરીને દિવસના પ્રારંભના હિસ્સામાં જવું અફઝલ છે. તદુપરાંત, મન્કૂલ છે કે એ દિવસે વધુ ઈલ્મની સૂઝ અપાય છે અને સાહિબે કબર ઝિયારત કરનારને વધુ ઓળખે છે. *(મઝાહિરે હક–જદીદ : ૨/૨૭૭)*

## નમાઝ પણ, કુર્બાની પણ

માણસ નમાઝ પઢવા તો જાય છે, કેટલું બેહતર લેખાય કે

ખુત્બો શરૂ થતાં પહેલાં પહોંચે, નવાફિલ અને ઝિક્રે ઈલાહીમાં મશગૂલ થવાની તક, પહેલી સફની શિર્કત તથા કુર્બાની જેવા અફઝલ અમલનો સવાબ પણ મળશે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી મન્કૂલ છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જેણે જુમ્અહના દિવસે પાકીનું ગુસલ કર્યું (અને ગુસલ વાજિબ ન હતું તેમ છતાં પાબંદી સાથે ગુસલ કર્યું), પછી નમાઝ માટે મસ્જિદે ગયો તો એવું સમજો કે એ માણસે અલ્લાહ તઆલાની રાહમાં એક ઊંટ કુર્બાન કર્યું અને કોઈ માણસ બીજી ઘડીમાં ગયો તો જાણે તેણે એક ગાય કુર્બાન કરી અને જે માણસ ત્રીજી ઘડીમાં ગયો તો જાણે તેણે એક શિંગડાવાળો દુમ્બો કુર્બાન કર્યો અને જે માણસ ચોથી ઘડીમાં પહોંચ્યો તો તેણે એક મરઘીનો સદકહ કર્યો અને જે પાંચમી ઘડીમાં ગયો તો જાણે તેણે એક ઈંડું અલ્લાહ તઆલાની રાહમાં ખર્ચ કર્યું, પછી જ્યારે ઈમામ ખુત્બા માટે ઊભા થાય છે તો ફરિશ્તાઓ ખુત્બો સાંભળવાની ગરજે હાજર થઈ જાય છે.

*(બુખારી શરીફ : ૧/૧૨૧–હદીસ નંબર : ૮૭૧)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે જુમ્અહનો દિવસ હોય છે તો મસ્જિદના દરેક દરવાજા પર ફરિશ્તા હાજર રહે છે અને લખતા રહે છે : ફલાણો પહેલો

આવ્યો, ફલાણો એના પછી...... અને જ્યારે ઈમામ મિમ્બર ઉપર બેસી જાય છે તો ફરિશ્તા દફતર લપેટી લે છે અને ખુત્બો સાંભળવા તલ્લીન થઈ જાય છે અને જે બધાથી પહેલો આવ્યો તેના સવાબનું ઉદાહરણ એવું છે કે જાણે તેણે ઊંટની કુર્બાની કરી, એના પછી આવનારે ગાયની કુર્બાની કરી, એના પછી આવનારે એક દુમ્બો ઝબહ કર્યો, એના પછી આવનારે મરઘીનો સદકહ કર્યો, અને એના પછી આવનારે ઈંડું અલ્લાહ તઆલાના માર્ગમાં સદકહ કર્યું.

*(બુખારી શરીફ : ૧/૧૨૭–હદીસ ક્રમાંક : ૯૧૯–૩૧૦૭, મુસ્લિમ શરીફ : ૧/૨૮૦,૨૮૧–હદીસ નંબર : ૧૯૮૪)*

## જુમ્અહમાં પ્રથમ આવનાર અલ્લાહ તઆલાની તદ્દન નજીક હશે

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે, સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જુમ્અહની હાજરીમાં જે ક્રમ હશે તે જ ક્રમ અલ્લાહ તઆલાની પાસે બેસવામાં હશે, પરંતુ જે પહેલો આવ્યો હશે, કિયામતમાં અલ્લાહ તઆલાની તદ્દન નજીક હશે, બીજો બીજા નંબરે, ત્રીજો ત્રીજા નંબરે, ચોથા નંબરવાળો પણ અલ્લાહ તઆલાથી કંઈ વધુ દૂર ન હશે.

*(ઇબ્ને માજહ : ૭૭–હદીસ નંબર : ૧૦૯૪)*

મતલબ એનો એ કે જુમ્અહની નમાઝ માટે મસ્જિદે જલદી જવું એ અલ્લાહ તઆલાની નઝદીકી (નિકટતા)ની નિશાની છે. *(તોહફ-એ-દુન્યા વ આખિરત : ૨૮૩)*

## શયતાની અડચણો

જે કામ જેટલું મહત્ત્વનું હોય અને વધારે સવાબનું હોય છે તો શયતાન પણ એ કામથી દૂર રાખવાની તનતોડ મહેનત કરે છે, ત્યાં સુધી કે ઈન્સાન એ કામ કરી જ ન શકે. જુમ્અહના દિવસે જુમ્અહ શરૂ થતાં પહેલાં મસ્જિદે પહોંચવા ઉપર નમાઝની સાથે સાથે કુર્બાની જેવી અફઝલ ઈબાદતનો સવાબ મળે છે, એટલે શયતાનો અને તેના નાપાક ચેલાઓ નમાઝે જુમ્અહ પહેલાં ઈન્સાનોને વિવિધ જરૂરતોમાં પરોવી દે છે– મશગૂલ કરી દે છે અને આગળ-પાછળની અલગ-અલગ જરૂરતો યાદ અપાવે છે.

હઝરત અલી (કર્રમલ્લાહુ તઆલા વજ્હહૂ)થી મન્કૂલ છે, જ્યારે જુમ્અહનો દિવસ હોય છે તો ફરિશ્તા મસ્જિદના દરવાજા પર હાજર થઈ જાય છે અને લોકોનાં નામ અને મરતબા પ્રમાણે હિસાબ લખે છે અને શયતાનો રુકાવટો ઊભી કરે છે અને લોકોને જુમ્અહ અને ભલાઈના કામોથી રોકે છે અને એની જરૂરતોની યાદ અપાવે છે. બસ, જે માણસ

જુમ્અહની નમાઝ માટે હાજર થઈ ઈમામની પાસે બેસે અને ખુત્બહ ધ્યાનપૂર્વક સાંભળે અને કોઈ બેકાર કાર્ય ન કરે તો એના માટે સવાબના બે ભાગ હોય છે.

અને જે માણસ દૂર રહી ગયો ઈમામથી, પરંતુ ખુત્બો ધ્યાનથી સાંભળ્યો અને ખામોશ રહ્યો, કોઈ બેકાર કામ ન કર્યું તો એના માટે એક સવાબ છે અને જે માણસ નજીક રહયો અને ખુત્બો ધ્યાનથી સાંભળ્યો, પરંતુ ખામોશ ન રહ્યો, કોઈ બેકાર કામ કર્યું તો એના ઉપર ગુનાહના બે ભાગ છે અને જે માણસ દૂર રહ્યો અને ખુત્બો ધ્યાનથી ન સાંભળ્યો, અને ચૂપ ન રહયો તો એના ઉપર ગુનાહનો એક ભાગ છે અને કોઈએ ખુત્બાની વચમાં કહ્યું : ચૂપ રહે, તો એણે વાતચીત કરી અને જેણે વાતચીત કરી એની જુમ્અહ નથી. પછી હઝરત અલી (રદિ.)એ કહ્યું : આ જ પ્રમાણે મેં નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની મુબારક ઝબાનથી સાંભળ્યું.

*(મુસ્નદે અહમદ—હદીસ નંબરઃ ૨૩૩૩૪, કન્ઝુલ ઉમ્માલ : ૯/૧૭૭)*

**નોંધ** : ઉપરોક્ત અહાદીસમાં જે ઘડીઓનું વર્ણન છે એનો હેતુ પહેલી સફ, તકબીરે ઊલા, નમાઝનો ઈન્તિઝાર, નવાફિલ અને ઝિક્રે ઈલાહીમાં મશગૂલ થવાનો શોખ અપાવવા માટે છે.

## જરૂરતના સમયે સફો ચીરવાનો હુકમ

હનફિય્યહના મતે જુમ્અહના દિવસે (મસ્જિદમાં) સફોને ઓળંગવામાં કોઈ વાંધો નથી, શર્ત એ કે બે વાતોનું ધ્યાન રાખવામાં આવે : (૧) કોઈને તકલીફ ન પહોંચે અર્થાત્ ગુજરવામાં અને ઓળંગવામાં કોઈનાં કપડાં કચડાય નહિ અને કોઈના બદનને ધક્કો ન વાગે, (૨) તે સમયે ઈમામ સાહેબે ખુત્બો શરૂ ન કર્યો હોય. આ ન હોય તો ઓળંગવાનો અમલ મકરૂહે તહરીમી છે.

ઉક્ત હુકમથી તે સૂરત અલગ થાય છે જ્યાં ઓળંગવું જરૂરી થઈ જાય છે. જેમ કે ઓળંગ્યા વગર બેસવાની જગા મળી ન શકતી હોય તો આ શકલમાં (ઓળંગીને જવું) મુબાહ છે.

*(કિતાબુલ ફિક્હ અલા મઝાહિબિલ્ અર્બઅહ : ૧/૬૩૮, મસાઈલે નમાઝે જુમ્અહ : ૧૪૬)*

## જુમ્અહમાં ઊંઘવાનો હુકમ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે કોઈ માણસ જુમ્અહના દિવસે ઊંઘવા લાગે તો તેણે મજલિસ (જગા) બદલી નાખવી જોઈએ.

*(તિરમિઝી શરીફ : ૧/૧૧૮–હદીસ નંબર : ૫૨૬)*

ખુત્બહમાં ઊંઘ આવવાના સમયે એક જગાથી બીજી જગા બદલવામાં હિકમત આ છે કે, ઊંઘ અને સુસ્તી દૂર થઈ જાય અને ખુત્બાના સવાબથી મહરૂમી ન રહે.

*(મઆરિફે મદનિય્યહ : ૩/૧૦૧)*

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જ્યારે તમારામાંથી કોઈ માણસ નમાઝ પઢવાની હાલતમાં ઊંઘવા લાગે તો સૂતો રહે, ત્યાં સુધી કે ઊંઘ જતી રહે, કેમ કે જ્યારે તમારામાંથી કોઈ ઊંઘતો નમાઝ પઢે છે તો ઊંઘના ગલબાના કારણે તેને ખબર પણ નથી હોતી કે તે શું કહી રહયો છે. બની શકે છે કે, તે મગફિરતનો તાલિબ હોય, પરંતુ (ઊંઘવાના કારણે) પોતાના માટે (તેની ઝબાનથી) બદદુઆ નીકળી જાય.

હદીસ શરીફનો મતલબ આ છે કે ઊંઘના ગલબા અને ઊંઘની હાલતમાં નમાઝ પઢવામાં ન આવે. એવું સમજો કે એક માણસ નમાઝ પઢી રહ્યો છે અને તે ઊંઘી રહ્યો છે, જેના કારણે તેનાં દિલો–દિમાગ અને ઝબાન પર ગફલત– સુસ્તીનો કબજો છે. હવે તે આ હાલતમાં કહેવા માંગે છે : **અલ્લાહુમ્મગ્ફિર લી** : હે અલ્લાહ ! મારી મગફિરત ફરમાવ, પરંતુ ઊંઘની ગફલતથી તેની ઝબાનથી આ શબ્દો નીકળી રહયા છે : **અલ્લાહુમ્મ ઈઅ્ફિર્લી** : હે અલ્લાહ ! મને

ધૂળમાં મિલાવી દે.

જુઓ ! ઊંઘની ગફલતે ફક્ત (ع) (ઐન)ના નુક્તાના ફરકથી કેવા લાડુ ખવડાવી દીધા. કયાં તું મગફિરત માંગવા ચાહતો હતો અને ક્યાં પોતાના માટે બદદુઆના શબ્દો નીકળી રહયા છે. એટલા માટે ઊંઘનો ગલબો હોય તો નમાઝ ન પઢવી જોઈએ.

*(મઝાહિરે હક–જદીદ : ૨/૧૬૧, મસાઈલે નમાઝે જુમ્અહ : ૧૪૯)*

## ખુત્બાના સમયે સુન્નતો પઢવી કેવી છે ?

હનફી મઝહબમાં ખુત્બાના સમયે નમાઝ પઢવી મકરૂહ છે. આમાં બન્ને ખુત્બાનો હુકમ એક જ છે. જે સમયે ખુત્બો શરૂ થાય, બલકે ઈમામ ખુત્બા માટે મિમ્બર પર જવા માટે ઊઠે તે સમયથી નમાઝ પઢવી મકરૂહે તહરીમી છે. હા, ખુત્બો શરૂ થતા પહેલાં સુન્નતો શરૂ કરી ચૂક્યાં હોય તો બે રકા'ત પર સલામ ફેરવી ખુત્બો સાંભળવામાં મશગૂલ થઈ જાય અને નમાઝ પછી સુન્નતોને ફરી વાર પઢે અને જો ત્રીજી રકા'ત શરૂ કરી ચૂકયો હોય તો ચાર રકા'ત પૂરી કરે. ખુત્બાની હાલતમાં સુન્નત શરૂ કરવી ગુનાહ છે.

*(મુસ્તફાદ ફતાવા રહીમિય્યહ : ૧/૨૫૫, કિફાયતુલ મુફતી : ૩/૨૩૩, અહસનુલ ફતાવા : ૪/૧૨૧, કિતાબુલ મસાઈલ : ૧/૩૯૦)*

## પહેલી સુન્નતો રહી જાય તો કયારે અને કેવી રીતે પઢે ?

જુમ્અહ પહેલાની ચાર રકા'તો રહી જાય તો બાદમાં પઢે. ચાહે તો તેને પહેલી પઢે અથવા પછીની (છ રકા'તો) પહેલી પઢે, બન્ને રીતે જાઈઝ છે, પરંતુ બેહતર અને અવ્‌લા આ છે કે છ રકા'ત પછી પઢે.

*(કિફાયતુલ મુફતી–જદીદ : ૩/૩૧૭, શામી : ૨/૪૪૯– દારુલ કિતાબ દેવબંદ)*

## ખુત્બો સાંભળનારે ખુત્બાની હાલતમાં દુરૂદ શરીફ પઢવું

જુમ્અહના ખુત્બામાં ઈમામ **''ઈન્નલ્લા–હ વ મલાઈ–કતહૂ યુસલ્લૂ–ન અલન્નબિય્યિ''** પઢે તો ખુત્બો સાંભળનાર દિલમાં દુરૂદ શરીફ પઢે.

*(ફતાવા મહમૂદિય્યહ : ૮/૨૮૨)*

હાજરજનોએ બુલંદ અવાજથી દુરૂદ શરીફ પઢવું સુન્નત વિરુદ્ધ છે. *(કિતાબુલ મસાઈલ : ૧/૪૩૧)*

## બન્ને ખુત્બાના વચ્ચે દિલથી દુઆ માંગ

બન્ને ખુત્બાના વચ્ચે દિલથી દુઆ માંગે, ઝબાનથી ન માંગે અને હાથ પણ ન ઉઠાવે.

*(ફતાવા મહમૂદિય્યહ : ૮/૨૮૬, કિતાબુલ મસાઈલ : ૧/૪૩૦)*

## ખુત્બા દરમિયાન નમાઝી કેવી રીતે બેસે ?

ખુત્બા દરમિયાન જવી રીતે આસાની હોય તેવી રીતે બેસી શકે છે, કોઈ ખાસ બેઠક નક્કી નથી. અલબત્ત, તશહ્હુદની હાલતમાં બેસવું બેહતર છે.

*(આલમગીરી : ૧/૧૪૮, કિતાબુલ મસાઈલ : ૧/૪૩૧)*

## ખુત્બા દરમિયાન હાથમાં અસા લેવો

ખુત્બા દરમિયાન હાથમાં અસા લેવો મુસ્તહબ છે, પરંતુ તેને જરૂરી કરાર દેવું અને ન લેવા પર ટીકા–ટિપ્પણી કરવી જાઇઝ નથી. *(કિતાબુલ મસાઈલ : ૧/૪૨૬)*

અસાને જમણા–ડાબા બન્ને હાથોમાંથી કોઈ એક હાથ વડે પકડવો જાઇઝ છે. જો ખુત્બાની કિતાબ ન હોય તો જમણા હાથે પકડવો બેહતર છે અને જો ખુત્બાની કિતાબ હોય તો કિતાબને જમણા હાથે અને અસાને ડાબા હાથે પકડવામાં આવે, એ બેહતર છે.

*(મરાકિયુલ ફલાહ : ૨/૨૯૮, ફતાવા રહીમિય્યહ : ૩/૮)*

## જુમ્અહ પછી વેપાર-ધંધામાં બરકત

હઝરત ઈરાક બિન માલિક (રદિ.) જ્યારે નમાઝે જુમ્અહથી ફારિગ થઈ બહાર આવતા તો મસ્જિદના દરવાજા પર ઊભા થઈ આ દુઆ કરતા હતા : **"અલ્લાહુમ્મ ઈન્ની અજબ્તુ દઅ્વત–ક વ સલ્લય્તુ ફરીદત–ક વન્તશર્તુ કમા અમર્તની. ફર્ઝુક્ની મિન ફદ્લિ–ક વ અન્ત ખય્રુર્રાઝિકીન."**

**તરજુમો :** હે અલ્લાહ ! મેં તારા હુકમની ઈતાઅત કરી અને તારો ફર્ઝ અદા કર્યો, જેમ કે તેં હુકમ દીધો છે. હું નમાઝ પઢી બહાર જાઉં છું, તું પોતાના ફઝલથી મને રોઝી અતા ફરમાવ અને તું સૌથી બેહતર રોઝી આપનાર છે.

*(ઈબ્ને કસીર–ઉર્દૂ : ૫/૬૮, પારહ : ૨૮)*

અમુક પૂર્વજ બુઝુર્ગોથી મન્કૂલ છે : જે માણસ જુમ્અહ પછી તિજારતી કારોબાર કરે છે, અલ્લાહ તઆલા તેના માટે સિત્તેર ભાગ બરકતોના નાઝિલ ફરમાવે છે.

*(ઈબ્ને કસીર–ઉર્દૂ : ૫/૬૮, પારહ : ૨૮)*

**વઝ્કુરુલ્લા–હ કસીરા, લઅલ્લકુમ તુફ્લિહૂન.**

**અર્થાત્ :** નમાઝે જુમ્અહથી ફારિગ થયા પછી રોઝી અને તિજારતમાં લાગો, પરંતુ કાફિરોની જેમ ગાફિલ થઈને ન લાગો. ખરીદ–વેચાણ વખતે પણ અલ્લાહ તઆલાની યાદ ચાલુ રાખો.

**વ ઈઝા રઅવ્ તિજારતન્ અવ્ લહ્વ નિન્ફદ્દૂ ઈલય્હા વ ત–ર–કૂ–ક કાઈમા, કુલ, મા ઈન્દલ્લાહિ ખય્રુમ મિનલ્ લહ્વિ વ મિનત્તિજારતિ, વલ્લાહુ ખય્રુર્રાઝિકીન.**

આ આયતમાં તે લોકોને સલાહ–સૂચન થયું છે, જેમનું જુમ્અહનો ખુત્બો છોડી તિજારતી કામ તરફ ધ્યાન થઈ ગયું હતું. ઈમામ ઈબ્ને કસીર (રહ.) ફરમાવે છે : આ ઘટના તે સમયની છે જ્યારે કે હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુત્બ–એ–જુમ્અહ નમાઝ પછી આપતા હતા, જેમ કે બન્ને ઈદોમાં આજે પણ આ જ નિત્યક્રમ છે. એક દિવસની વાત છે : નમાઝે જુમ્અહ પછી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ખુત્બો આપી

રહ્યા હતા કે અચાનક એક તિજારતી કાફલો મદીના તય્યિબહના બજારમાં પહોંચ્યો ન ઢોલ વડે એલાન થવા લાગ્યું. તે સમયે નમાઝે જુમ્અહથી ફારિગ થઈ ચૂક્યા હતા. ખુત્બો થઈ રહ્યો હતો. ઘણા સહાબએ કિરામ (રદિ.) બજાર ચાલ્યા ગયા અને આપની સાથે થોડાક સહાબએ કિરામ (રદિ.) રહી ગયા, જેમની સંખ્યા બાર (૧૨) બતાવવામાં આવી છે. *(મુસ્લિમ શરીફ–હદીસ નંબર : ૧૯૯૭)*

અમુક રિવાયતે હદીસમાં છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જો તમે બધા ચાલ્યા જત તો મદીનાની આખી વાદી અઝાબની આગથી ભરાઈ જત.

*(ઈબ્ને કસીર–ઉર્દૂ : ૫/૬૮, પારહ : ૨૮)*

ઈમામે તફસીર હઝરત મુકાતિલ (રહ.)નું બયાન છે : આ તિજારતી કાફલો દિહ્યા બિન ખલીફા કલ્બીનો હતો, જેઓ મુલ્કે શામથી આવ્યા હતા અને સામાન્ય રીતે તેમનો કાફલો મદીનાના વેપારીઓમાં બધી જ જરૂરિયાત લઈ આવતો હતો અને જ્યારે તેમની આવવાની જાણ થતી તો મદીના શરીફના બધાં જ મર્દો–ઓરતો તેમની બાજુ દોડતા હતા. આ દિહ્યા બિન ખલીફા તે સમયે મુસલમાન ન હતા, પછી ઈસ્લામમાં દાખલ થયા.

હઝરત હસન બસરી (રહ.) અને અબૂ માલિક (રહ.)એ ફરમાવ્યું કે, આ તે જમાનો હતો જ્યારે કે મદીના શરીફમાં

જીવન–જરૂરિયાતની ચીજોની કમી અને સખત અછત હતી.

આ અસબાબ (કારણો) થકી હઝરાતે સહાબએ કિરામ (રદિ.)ની એક મોટી જમાઅત તિજારતી કાફલાના અવાજ પર મસ્જિદથી નીકળી ગઈ : (૧) ફર્ઝ નમાઝ અદા થઈ ચૂકી હતી. ખુત્બા સંબંધિત આ જાણ ન હતી કે જુમ્અહમાં એ પણ ફર્ઝનો ભાગ છે, (૨) ચીજોની અછત, (૩) તિજારતી કાફલા પર લોકોનું તૂટી પડવું, જેનાથી હરેકને ખ્યાલ હતો કે મોડું કરીશું તો પોતાની જરૂરિયાત નહિ પામું.

સંજોગોવશાત્ આ કારણો હેઠળ સહાબએ કિરામ (રદિ.)થી લગ્ઝિશ–ભૂલ થઈ, જેના પર ઉપરોક્ત હદીસમાં વઈદના શબ્દો આવ્યા કે બધા ચાલ્યા જત તો અલ્લાહ તઆલાનો અઝાબ આવત. એના પર ઠપકો અને સજાગ કરવા માટે મજકૂર આયત નાઝિલ થઈ, જેનો તરજુમો નીચે મુજબ છે :

**"જ્યારે તેઓ વેપાર અથવા ખેલકૂદને જુએ છે, તો તેના તરફ દોડી જાય છે અને તમને ઊભેલી હાલતમાં જ છોડી મૂકે છે. હે નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! આપ ફરમાવી દો : જે કંઈ અલ્લાહ તઆલાની પાસે છે, તે ખેલકૂદ અને વેપાર કરતાં બેહતર છે અને અલ્લાહ તઆલા બેહતરીન**

રોજી આપનાર છે." *(સૂરએ જુમુઅહ : ૧૧)*

આ જ કારણોસર હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ખુત્બાના મામલામાં પોતાનો ઢંગ બદલી નમાઝે જુમ્અહ પહેલાં ખુત્બો દેવાનો નિત્યક્રમ બનાવ્યો અને આજે પણ એ જ સુન્નત છે.

*(ઈબ્ને કસીર–ઉર્દૂ : ૫/૬૯, પારહ : ૨૮)*

## જુમ્અહ છોડવાની સજા

જે અમલ કરવા પર સવાબ જેટલો વધારે મળે છે, એ જ રીતે એ અમલના ત્યાગ પર ગુનાહ પણ વધારે હોય છે, તદુપરાંત, જુમ્અહની નમાઝને છોડવા પર ધમકીઓ–સજાઓ પણ અહાદીસમાં મોજૂદ છે, એટલા માટે નમાઝે જુમ્અહના છોડવા પર દિલ ઉપર મુહ્ર (છાપ) લાગી જાય છે. ઈર્શાદે રિસાલત (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે : જેણે કોઈ ઉઝર વગર કેવળ સુસ્તીના લઈ ત્રણ જુમ્અહ છોડી દીધી તો અલ્લાહ તઆલા તેના દિલ ઉપર મુહ્ર લગાવી આપે છે.

*(તિરમિઝી શરીફ : ૧/૬૬–હદીસ નંબર : ૫૦૦)*

અમુક રિવાયતોમાં આવા તત્ત્વોને બેખબર–ગાફિલ ગણવામાં આવ્યા છે. હઝરત ઈબ્ને ઉમર અને હઝરત અબૂ

હુરયરહ (રદિ.) કહે છે : અમે રસૂલે કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને લાકડાના મિમ્બર ઉપર ફરમાવતા સાંભળ્યા છે કે, લોકો જુમ્અહની નમાઝ છોડવાથી બચતા રહે, નહિ તો અલ્લાહ તઆલા એમનાં દિલો ઉપર મુહ્ર લગાવી દેશે અને એમને ગાફિલોમાંથી ગણવામાં આવશે.

*(મુસ્લિમ શરીફ : ૧/૨૮૪–હદીસ નંબર : ૨૦૦૨)*

**સ્પષ્ટીકરણ** : જિંદગીમાં અલગ–અલગ ત્રણ જુમ્અહ છોડવા પર વઈદ નથી અને શરઈ ઉઝ્રથી જુમ્અહ છોડવી અને ઝોહર પઢવી જાઈઝ છે, પરંતુ જુમ્અહના હકને હેચ (ગૌણ) સમજવો અને કારણ વગર ઝોહર પઢવી ખતરનાક વાત છે. આવા માણસના દિલ પર મુહ્ર લાગી જાય છે, પછી શાયદ બીજીવાર જુમ્અહ પઢવાની તવફીક ન મળે.

*(તોહફતુલ અલ્મઈ : ૨/૩૬૫)*

અમુક રિવાયતોમાં એવા માણસને અલ્લાહ તઆલાની ઈનાયતો અને મહેરબાનીઓથી વંચિત અને અલ્લાહ તઆલાની નજરથી વિમુખ બતાવ્યો છે.

અબુલ જા'દ ઝમ્રી (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે કોઈ માણસ વગર કારણે ત્રણ જુમ્અહ સુસ્તીના લઈ છોડી દે તો

અલ્લાહ તઆલા એના દિલ ઉપર મુહ્ર લગાવી દે છે અને એના દિલમાં સખતી અને જહાલત ભરી દે છે અને એને ઈનાયતે રબ્બાનીથ્રી વંચિત કરી દેવાય છે, પછી એને નેક અમલની તવફીક પણ મળતી નથી.

*(મુસ્નદે અહમદ : ૨/૪૨૪–હદીસ નંબર : ૧૫૫૩૭)*

**યજ્અલલ્લાહુ ફી કલ્બિહી મિનલ્ જહ્લિ વલ્ જફાઈ વ મ–નઅહૂ અલ્તાફહૂ.** *(હાશિય–એ–તરગીબ : ૧/૫૧૧)*

અમુક રિવાયતોમાં એવા માણસને મુનાફિક બતાવ્યો છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, રસૂલે ખુદા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ લાચારી–મજબૂરી વગર જુમ્અહની નમાઝ છોડશે તો અલ્લાહ તઆલાના દફતરમાં કે જેમાં કોઈ સુધારો–વધારો થઈ શકતો નથી–મુનાફિક લખવામાં આવશે, (અને અમુક રિવાયતોમાં ત્રણ વાર છોડવાનો ઉલ્લેખ છે. જેમ કે મજકૂર તિરમિઝી શરીફ અને અબૂ દાવૂદ શરીફમાં તેનું વર્ણન થયું).

*(મુસ્નદે શાફિઈ : ૧૨૯–હદીસ નંબર : ૩૮૧)*

ઈબ્ને મસ્ઊદ (રદિ.) રાવી છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જુમ્અહ છોડનાર વિશે

ફરમાવ્યું : મારો પાકો ઈરાદો થયો કે મારી જગાએ બીજાને ઈમામ બનાવું અને જાતે–પોતે એવા લોકોનાં ઘરોને સળગાવી મૂકું, જેઓ જુમ્અહની નમાઝમાં હાજર થતા નથી.

*(મિશ્કાત શરીફ : ૧૨૧)*

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે, હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ અલ્લાહ તઆલા અને કિયામતના દિવસ પર ઈમાન ધરાવતો હોય એણે જુમ્અહના દિવસે નમાઝે જુમ્અહ પઢવી જરૂરી છે, સિવાય બીમાર, મુસાફિર, ઓરતો, બાળકો અને ગુલામના (આ લોકો ઉપર જુમ્અહ જરૂરી નથી). એટલા માટે જો કોઈ બેકાર કામમાં અથવા વેપારમાં મશગૂલ થઈ જાય તો અલ્લાહ તઆલા એવા માણસથી મોઢું ફેરવી લે છે અને અલ્લાહ તઆલા બેનિયાઝ અને વખાણના લાયક છે.

## સૌથી પહેલી બિદઅત જુમ્અહ માટે જલદી ન જવું છે

મુલ્લા અલી કારી (રહ.)એ શર્હે મિરકાતમાં બયાન કર્યું છે કે, પહેલી બિદઅત–બુરું કાર્ય જે ઉમ્મતમાં પ્રચલિત થયું તે જુમ્અહમાં જલદી ન જઈને મોડું કરવું છે.

*(મિરકાતુલ મફાતીહ : ૨૫૨, કબીરી : ૫૫૯)*